ઓલ ઇન્ડીયા તાલીમ કોનફરન્સની ડીસેમ્બર ૧૯૨૭માં

દિલ્હી ખાતે મળેલી બેઠકના પ્રમુખપદેથી આલી

જનાબ અલહાજ ઉમર ફારૂક

# લોર્ડ હેડલે

## એ આપેલા ભાષણનો ગુજરાતી તરજુમો

---


અનુવાદક:
મુન્શી આદમ શાહેબ અલીભાઈ
પનોલી તા. ભરૂચ.



પ્રકાશક:
નિઝામુદ્દીન કુરેશી
એડીટર 'દીન' અમદાવાદ


---


પ્રત ૧૦૦૦ — આવૃત્તિ ૧ લી
સને ૧૯૨૮ — હિજરી ૧૩૪૬


---

(બે પૈસાની ટીકીટ મોકલી પ્રકાશકની પાસેથી મંગાવી લો)

[illegible] છપાવતા જે આવક અને ખર્ચ થયું તે નાણાં આપનારાઓની જાણ માટે પ્રગટ કરવામાં આવે છે. ને જે સાહેબોએ મારા જેવા અદના ખાદિમની અરજનો સ્વિકાર કરી આ ઉપયોગી ભાષણ છપાવવામાં મદદ મોકલી આપી તેમનો આભાર માનવામાં આવે છે.

## આવક.

રૂ. ૧૫ જનાબ આદમ સાલેહ અલીભાઇ સાહેબ પાનોલી
રૂ. ૨૫ ,, આદમ વલી કંથારીયા સાહેબ મુંબઇ
રૂ. ૧૦ ,, તય્યબ આદમ કરજી સાહેબ કોડીનાર
રૂ. ૨ ,, ઇબ્રા અબદુલ્લા સાહેબ મુંબઇ
રૂ. ૫ ,, હાજી હબીબ હાજી ગની દલાલ મુંબઇ
રૂ. ૫ ,, વલી મોહમદ દાદા દલાલ
રૂ. ૫ ,, અ. કરીમ મોહમદ ગોડીલ મુંબઇ
રૂ. ૭ ,, વલી મોહમદ હાજી હબીબ કલીકટ
રૂ. ૧૫ ખાકસાર નિઝામુદ્દીન કુરેશી
રૂ. ૫૧ જનાબ શેઠ ગુલામ હુસેન હાજી અબદુલ રહેમાન બિસમિલ્લાહ હોટલવાળા અમદાવાદ. આપે ખુટતી બધી રકમ આપવાની ઉદારતા બતાવી છે.

---

કુલ રૂ. ૧૪૦)

ફુલવલફુલ. ૭૮૬ પા મુદ્દન.

ઓલ ઇન્ડીઆ તબ્લીગ કોનફરન્સના

પ્રમુખ

હાજી લોર્ડ હેડલેનું વિદ્વતાભર્યું

# ભાષણ

હેતુઃ—મુસ્લિમ અને ગેરમુસ્લિમ બંને લાભ ઉઠાવે.

અનુવાદકઃ—

મુન્શી આદમ સાલેહ અલીભાઇ. (નાચીઝ આદમ)

પ્રગટકર્તા

નિઝામુદ્દીન એ. કુરેશી

એડીટર 'દીન'

પાંચપટી—અમદાવાદ.

શવ્વાલુલ મુઅઝ્ઝમ ૧૩૪૬ વકફ આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦૦

મનહર પ્રિન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપ્યું
પાનકોરનાકા અમદાવાદ

# બે બોલ.

ઇસ્લામ એટલે સલામતીનો માર્ગ. એના ઉપર પ્રયાણ કરવાથી માણસ આ લોકમાં અને પરલોકમાં અદ્વિતિય સુખશાંતિ અને આનંદ પ્રાપ્ત કરી શકે છે. આ બાબતની સાબિતી માટે ઇસ્લામ પૂર્વે જગતની સ્થિતિનો અભ્યાસ કરો અને પછી ઇસ્લામનો જન્મ થતાં જગતે જે પલટો ખાધો છે તેને નિહાળો. આ બધું તમને ઇતિહાસોમાંથી મળી આવશે.

હાલની પાશ્ચાત્ય દેશોની સંસ્કૃતિ મનુષ્યોનાં મન હરણ કરી રહી છે, પણ કોઇ કહી શકે છે, કે એ સંસ્કૃતિનો જન્મદાતા કોણ છે ! સત્ય હકીકતોથી સિદ્ધ થયું છે, કે જો ઇસ્લામનું આગમન આ જગતમાં ન થયું હોત તો મનુષ્ય પશુથી પણ બદતર સ્થિતિમાં હોત યા સૃષ્ટિ પરથી મનુષ્યનો વંશજ નાશ પામત.

ઇસ્લામ કોઇ નવો ધર્મ નથી. સૃષ્ટિની ઉત્પત્તિની સાથેજ એણે પણ જન્મ લીધો છે. માનવ જાતનો એ સર્વથી જુનો અને સત્ય રહબર છે. એ તો દરેક સમયમાં હતોજ, પણ ખુદ માનવ જાતે બેવફાઇ કરી એનો સંબંધ ત્યાગી દીધો અને પોતાને મનગમતા મિત્રો બનાવી લીધા ! જ્યારે જ્યારે આમ થયું ત્યારે ત્યારે તેનાં ભયંકર અને કડવાં ફળો પણ જગતે ચાખી લીધાં. આ વાતો કુરઆને શરીફ પુરી પાડે છે.

કુરઆનેશરીફ એક અગાધ અને અપાર અર્થનો સમુદ્ર છે. એમાંથી મનુષ્યને જરૂરની દરેક બાબત મળી આવે છે. જ્યારે આજના સાહિત્યે કેટલાંય ધાર્મિક પુસ્તકોને જુઠાં પાડયાં છે, ત્યારે કુરઆને-

શરીફ આજે ચૌદસો વરસ થયાં હસતે વદને ઉભું છે અને એનો એક શબ્દ પણ કોઇ જુઠો ઠરાવી શક્યું નથી!

જે માણસો એ આકાશી પુસ્તકનો ઉંડો અભ્યાસ કરે છે અને પોતાની ઝિંદગી પ્રમાણિકતાથી ગાળે છે તે એમાંથી અદ્દભૂત રત્નો મેળવવા ભાગ્યશાળી થાય છે. એવીજ એક વ્યક્તિ જનાબ હાજી લોર્ડ હેડલે સાહેબ છે. જેમણે એનો ઉંડો અને વિસ્તૃત અભ્યાસ કરી એના કાનુનોનો સ્વીકાર કરી લીધો છે અને અન્યોના લાભાર્થે પોતાને જે અમૂલ્ય સિદ્ધાંતો જડી આવ્યા છે તેના પ્રચારની અભિલાષા ધરાવે છે.

પોતે ઇસ્લામને કેમ પસંદ કરે છે અને પોતાને ઇસ્લામની કઇ કઇ વાતો એવી જણાઇ કે જે અન્ય ધર્મોમાં નથી તેનું સવિસ્તર વર્ણન પોતાના ભાષણમાં પોતે આપી ગયા છે. આ તે ભાષણ છે, કે જે ઓલ ઇન્ડીઆ તબ્લીગ કોનફરન્સના પ્રમુખપદેથી દિલ્હી ખાતે પોતે આપ્યું હતું. અત્રે તેનો તર્જુમો આપવામાં આવે છે. એવા હેતુથી કે બુદ્ધિશાળી મનુષ્ય પછી તે મુસ્લિમ હોય કે ગેરમુસ્લિમ, પોતાની ઝિંદગી વ્યર્થ ગુમાવે નહિ અને આ ઝિંદગીમાં જોઇતો લાભ પ્રાપ્ત કરી લે.

હું આજે આઠેક વરસથી વિચારમાં હતો, કે યુરોપની ઉન્નતિનો આધાર બીજી કોઇ બાબતો પર નથી, પણ ઇસ્લામના નિયમો પરજ છે. કારણ કે જો એ ઇસ્લામના નિયમો ન હોય અને યુરોપની ઉન્નતિ ખરેખર એક ઉન્નતિ હોય તો પછી ઇસ્લામ એક અધુરો ધર્મ સિદ્ધ થાય છે; અને કુરઆનેકરીમ તો જાહેર કરે છે, કે હું અધુરૂં નથી.

મારા એ વિચારની પુષ્ટિ હું જનાબ હેડલે સાહેબના ભાષણમાંથી મેળવી ચુકયો છું અને ખરેખર જનાબ હેડલે સાહેબે સચોટ રીતે એ બાબતો દર્શાવી છે.

હિંદના અખબારો અને બુદ્ધિહીન નામના દીની ઈલ્મ ધરાવનારાઓ કુસંપનું જે બી વાવી રહ્યા છે તે ધિક્કારને પાત્ર છે. એ ઈસ્લામની ખિદમત નથી, પણ ઇસ્લામની દુશ્મની છે. ઈસ્લામની ખિદમત તો ઇસ્લામના વિસ્તૃત સિદ્ધાંતોના પ્રચારમાં છે.

૧૯૧૯ના એક મુહકિકક નામના પરચામાં હું ઇસ્લામનું તત્વ જોઇ શકયો હતો અને ફરીથી એ સ્વાદ આજે ચાખ્યો છે. હું ઇચ્છું છું અને ખુદાપાક પાસે માગું છું, કે તું હિંદના મુસ્લિમોમાં એવી વ્યકિતઓ પેદા કર કે જે ઈસ્લામના વિશાળ અને ઉંડા સમુદ્રમાં ડુબકી મારી અનમોલ રત્નો બહાર કાઢે અને આખા જગતને આશ્ચર્યમાં ગરક કરી દે.

ખુદાપાક ! મારી એ દુઆ કબૂલ કર.

આમીન, યા રબ્બુલ આલમીન.

પાનોલી<br>
તા. ૨૪-૩-૨૮

નાચીઝ આદમ.



# શાંતિ ધર્મ ઈસ્લામ.

ઓલ ઇંડીયા તબલીગ કોનફરન્સના પ્રમુખપદેથી મુસ્લિમ અંગ્રેજ ઉમરાવ રાઇટ ઓનરેબલ અલહાજ લોર્ડ હેડલેએ ઇસ્લામના ઉમદા સીદ્ધાંતોની સચોટતા સરળતા અને સત્યતા સીદ્ધ કરી બતાવી છે. તેમણે જણાવ્યું છે કે "ઇસ્લામના અણુમોલા સીદ્ધાંતોના પ્રચાર વગર મનુષ્ય જાતી કદી ખરી શાંતી અને ખરો સુધારો કરી શકે એમ નથી" આ કથન કેટલું સચોટ છે એ જગતની પ્રજાઓના શાંતી માટેના પ્રયાસો અફળ ગયા છે એ દાખલાઓ બતાવી આપે છે. આજે યુરોપની પ્રજાઓ સુલેહ અને શાંતી માટે પ્રયત્ન કરે છે છતાં તેઓ સુલેહ અને શાંતીને બદલે અશાંતી અને લડાઈ વધારી રહી છે. એનું મુખ્ય કારણ એ છે કે તેઓ ઇસ્લામી નથી અને તેથીજ ઈસ્લામના સીદ્ધાંતો મુજબ સુલેહ માટે કાર્ય કરી શકે એમ નથી. જો જગતને ખરી શાંતી અને સુલેહ જોઇતી હશે તો એક દીવસ એવો આવશે કે જ્યારે આખા જગતને ઈસ્લામનો સ્વીકાર માનવ જાતીની ઉન્નતી માટે પણ કરવો પડશે. આજના કોમીવાદના વાતાવરણમાં કદાચ કોઇને આ કથન સત્યથી વેગળું લાગે એ બની શકે એમ છે કેમકે આજે આપણે ધર્મનેજ કોમી વાદનું મુળ ગણતાં શીખ્યા છીએ. પરંતુ આજે ધર્મને ખરા સ્વરૂપમાં સમજવામાં નથી આવતો તેથીજ કોમી વાદ સળગે છે. બાકી જો ધર્મને સત્ય સ્વરૂપમાં ઓળખવામાં આવે તો જણાશે કે ઇસ્લામ ધર્મ અતિ વિશાળ અને સુક્ષ્મ છે. ઇસ્લામતો મનની ઉદારતા કેળવવાનું, પ્રમાણીક મતભેદો સહન કરવાનું અને બીજાઓ પર દયા અને ઉપકાર કરવાનું સુચવે

છે અને તેથીજ ઇસ્લામ જગતમાં ખરી શાંતી સ્થાપી શકે એમ છે. "જો યુરોપની પ્રજાઓમાં સત્ય ધર્મ ઇસ્લામનો પ્રચાર કરવામાં આવે, ઇસ્લામના સીદ્ધાંતો તેમને મુદ્દાસર અને વીગતવાર સમજાવવામાં આવે તો તેઓ ઇસ્લામનો સ્વીકાર કર્યા વિના રહે નહીં અને જો તેઓ ઇસ્લામનો સ્વીકાર કરે તો જગતમાં નવા યુગના મંડાણ મંડાય. કામ ક્રોધ, લોભ મોહ મત્સર, જગતમાંથી નાશ પામે એટલે શાંતી સ્થપાય. ઇસ્લામમાં આવી અચંડ શક્તિ છે અને તેથીજ હું પશ્ચિમાવાદીઓને ઇસ્લામનો સ્વીકાર કરવા જણાવું છું" અમે આ શબ્દોને એટલા માટેજ મહત્વ આપીએ છીએ કે આ શબ્દો એક પશ્ચિમવાસી અંગ્રેજના છે એટલુંજ નહી પણ એક એવા અંગ્રેજના આ શબ્દો છે કે જેણે ઇસ્લામને સમજવા માટે ભારે મેહનત ઉઠાવી છે.

("દીન" પત્રની નોંધ)



## ઓલ ઇન્ડીયા તબલીગ કોનફરન્સના પ્રમુખ

# હાજી લોર્ડ હેડલેનું વિદ્વતાભર્યું ભાષણ.

અશહદો અન્ના ઈલાહા ઈલલ્લાહો વ અશહદો અન્ના મોહંમદન અબ્દોહુ વ રસુલોહ.

અઉઝો બિલ્લાહે મિનશ શયત્વાનિર રજીમ,
બિસ્મિલ્લા હિર રહમા નિર રહીમ

અલહમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન. અર રહમા નિર રહીમ. માલેકે યવમિદ્દીન. ઇય્યાકા નાઅબોદો વ ઇય્યાકા નસ્તઇન. એહદે નસ સેરાતલ મુસ્તકીમા સેરાતલ લઝીના અન્અમ્તા અલયહિમ ગયરિલ મગદુબે અલયહિમ વ લદદાલ્લીન. આમીન.

જનાબ સ્વાગત કમિટીના પ્રમુખ સાહેબ અને ઇસ્લામી ભાઇઓ ! હું પોતાને માટે યશનું કારણ માનું છું કે મને આ અગત્યની દીની બંધુઓની કોનફરન્સનો પ્રમુખ ચુંટી કાઢવામાં આવ્યો. જો કે બીજા પણ કેટલાક મુસલમાન ભાઇઓ એવા છે, કે તેઓ આ ખુરસી માટે વધુ લાયક હતા. પણ આ શક્ય છે કે ઘણા એવા નહિ હોય, કે જે મારાથી વધુ આ કાર્ય માટે અભિલાષા ધરાવતા હોય કે અમારો ધર્મ ઘણોજ સ્પષ્ટ અને સત્ય રીતે જગતમાં સમજાતો થાય અને હાલ કરતાં વિશેષ તેની કદર અને ઇજ્જત કરવામાં આવે.

## કોનફરન્સના વ્યવસ્થાપકનો પાડ.

હું આપના તે શબ્દો કે જે મારે માટે મહેરબાની ભર્યા ઉચ્ચારવામાં આવ્યા છે, તેનો પાડ માનું છું. કાશ ! હું એ શબ્દોનો હકદાર હોત ! મને આજે કેટલો બધો હર્ષ છે, કે હું પોતાને મારા મુસ્લિમ બંધુઓમાં જોઉં છું, અને જે દિવસે મેં ઇસ્લામનો અંગિકાર કર્યો તેજ દિવસથી મારી ઇચ્છા હતી કે હું મારા મુસલમાન ભાઇઓને મળું અને તેમનાથી જાતી ઓળખાણની ઇઝઝત મેળવું. હું આ કોનફરન્સના વ્યવસ્થાપકનો ઘણો આભાર માનું છું કે તેમણે આ મહાન કાર્ય કે જે મને અત્યંત પ્રિય અને મનગમતું છે, તેને માટે મારી ચુંટણી કરી મારી પુરાની અભિલાષાને પૂર્ણ કરવાનો મને પ્રસંગ આપ્યો.

## ઇસ્લામવૃદ્ધિના કાર્યથી પ્રેમ હોવાનું કારણ

ઇસ્લામવૃદ્ધિના કાર્યથી મને જે દીલી પ્રેમ છે તે ફકત એ કારણથી નથી કે હું પોતે ઇસ્લામની સત્યતા પર વિશ્વાસ ધરાવું છું અને તેથી હું સહેજ ચાહું છું કે અન્ય પણ મારી જેમ ઇસ્લામના અનુયાયી થાય પણ એનું સત્ય કારણ તો એ છે અને મને તે પર સંપૂર્ણ શ્રદ્ધા છે કે, ઇસ્લામી સિધ્ધાંતોની વૃધ્ધિ અને પ્રચાર મનુષ્યની ઉન્નતિનું કારણ અને તમામ માનવ જાતની સાથે સત્ય હમદર્દીની પ્રેરણા ઉત્પન્ન કરવાનું એક ખાસ સાધન છે.

## ધર્મનો ખોટો વપરાશ

જગતમાં આજે દરેક માણસ સુલેહશાંતિને ઢુંઢે છે, પણ શાંતિ ક્યાંય જોવામાં આવતી નથી. એક કવમ બીજી કવમની સામે અને એક દેશ બીજા દેશની વિરૂધ્ધ લડાઇ માટે તૈયાર છે, કવમી મુલ્કી અને ઝબાની ઘેલછા માણુસાઇનું ખુન કરી રહ્યાં છે. સામગ્રીબળની

બુગ્જ અને તેના સ્વાભાવિક ફળો એટલે હલકાઇ, લોભ ઇર્ષ્યા અને તિરસ્કાર વગેરે, મતલબ કે તમામ તે ચીઝો કે જે માણુસની આંતરીક ખુબીને પાયમાલ કરનારી છે, જગતના વાતાવરણુને પોતાની ભુંડી અસરથી મેલું અને અંધકારમય બનાવતી જાય છે. હાલની સંસ્કૃતિ પોતાની અવનવી શોધોને લીધે જો કે ખુદાઇ રહેમત છે, પણુ તેને ઝુલ્મો સિતમ જબરાઇ અને ક્રુરતાનું હથીઆર બનાવી દેવામાં આવી છે. જો કે અલ્લાહતઆલા તરફથી આવેલો ધર્મ દરેક જગાએ એ હેતુ લઇને આવ્યો હતો, કે દરેક વિખરાએલા દાણાને ફરીથી એક લડીમાં પરોવવામાં આવે, પણ કમનસીબે ધર્મજ આજે પરસ્પરના કલહ અને કુસંપનું કારણુ બનતો જાય છે. એનું કારણુ એ નથી, કે ધર્મ પોતેજ એવા તત્વોથી ભરેલો છે, કે જેનાથી ફસાદ પેદા થઈ જાય છે, પણુ એ કારણુ છે કે ગેરસમજથી ધર્મને કેટલાંક અયોગ્ય કાર્યો અને કેટલીક હિકમતી શ્રધ્ધા અને થોડાક રિવાજોનો સરવાળો બનાવી દીધો છે.

## ધર્મની સમજ

કેટલાકનું ધારવું છે કે ધર્મ ફકત એ વાતનું નામ છે કે કોઇ ખાસ રીતથી ઇબાદત કરી લેવામાં આવે. યા કોઇની નઝર, નયાઝ, કુરબાની કે ભારે કષ્ટના તપની મદદથી ખુદાને ખુશ કરી જગતના ફાયદા પ્રાપ્ત કરી લેવામાં આવે. કેટલાક લોકો ધર્મનો હેતુ એવો પણુ સમજે છે, કે કેટલીક વ્યકિતઓની તારીફ અને તવસીફનું બયાન કરવામાં આવે અને કોઇ કવમી નાયક માટે આલમગીર તાબેદારીની ખંડણી વસુલ કરવામાં આવે, કારણુ કે તેમની સમીપ મનુષ્યની મુકિત માટે ખુદા અને મનુષ્ય વચ્ચે તે વસીલો છે. કેટલાક વળી પ્રાયશ્ચિતનું ગીત ગાઇ ગાઇ રહ્યાં છે અને સર્વથી દીંગ કરનારી

આ વાત છે, કે કવમી ધારા અને કોઇ ખાસ ઝિંદગીની ઢબને ધર્મના અકીદાનો અંશ બનાવી દેવામાં આવ્યો છે. હવે જો ધર્મની સમજ એવીજ હોય તો એવો ધર્મ બે કવમોને પણ ભેગી કરી શકતો નથી, કારણ કે કોઇ પણ બે વ્યક્તિઓ એવી નહિ મળે કે જે એ બાબતોને એક નિગાહથી જોતી હોય.

## સત્ય ધર્મનો અનોખો ગુણ

દરેક કવમનો એકેક આગેવાન મવજૂદ છે. દરેક પોતાની અમુક જાતની રહેણીકરણી, ગુણો અને વિચારની ઢબથી ઘણો જકડાએલો છે, પછી તે ધાર્મિક નજરમાં અવશ્યનું હોય કે ન હોય, ખરી રીતે ખુદાઇ ધર્મ તો આ નાના નાના કવમી તફાવતો અને વિરૂધ્ધતાઓથી મોકળો હોવો જોઇએ. જો લોકોની કેટલીક એવી ટેવો કે જે ધર્મની સત્યતામાં ઉણપ ન લાવે અને સામાન્ય જનસમૂહની નીતિને ભ્રષ્ટ ન કરે તો ધર્મએ તેમાં દખલ ન આપવું જોઇએ. ધાર્મિક કેળવણીથી તો દરેક ધર્મના પેરવાની ઇઝઝત થવી જોઇએ, ધર્મની તો એ ફરઝ છે, કે તે અન્યના કવમી બુઝુર્ગોની વિરૂદ્ધ જીભ હલાવતાં રોકે. એજ પ્રમાણે જે લોકો સત્ય ધર્મમાં દાખલ હોય તેમને નવા કાનુનોથી જકડી લેવામાં ન આવે, પણ જો તે કાનુનો તેની ધાર્મિક પુંજીના સિદ્ધાંતરૂપે હોય ત્યારે તો ખરેખર તેને ગ્રહણ કરવા અવશ્યના છે.

## ધર્મમાં સુધારાની જરૂર

ચાહે તેટલો શ્રમ ઉઠાવો, પણ આખું જગત ન તો એક ધર્મ પર આવી શકે છે અને ન તો પોતાની ધારણા પ્રમાણે દરેકની ઝિંદગીની રહેણી કરણી થઇ શકે છે; અને એતો કુરઆને-શરીફે પણ કબૂલ ફરમાવ્યું છે, કે જગતમાં આખેરતના દિવસ સુધી

જાતજાતના ધર્મ અને પંથ ચાલુ રહેશે તેથી સત્ય ધર્મ એવું ન થવું જોઇએ કે તે આવા કવમી મતભેદો પર માનવી જાતમાં પરસ્પર તિરસ્કાર અદાવત અને કીનાની અગ્નિ સળગાવે, પણ તેણે તો પોતાના અનુયાયીઓમાં એવી વીશાળ દૃષ્ટિ ઉત્પન્ન કરવી જોઇએ કે જે દુન્યવી બચાવોમાં અન્યો સાથે મતભેદ હોવાછતાં પણ તે છુટછાટની નજરે જુએ. એ સિવાય પોતાના પયરવોમાં એવી ઝિંદગી પેદા કરે કે તેઓ જુદા જુદા ધર્મના અનુયાયીઓ સાથે સુલેહશાંતિ, આરામચેન અને સલાહ સંપનો રસ્તો કાયમ કરી શકે, મતલબ કે સત્ય ધર્મ અંતરની તે ખુબીઓનું કારણ બનવો જોઇએ કે જે ખુબીઓને જોઇ અન્ય તેના તરફ આકર્ષાય.

## ઇસ્લામ ધર્મ.

એવો ધર્મ મેં કુરઆને મજીદ અને આકાએ નામદાર હઝરત મોહંમદ મુસ્તુફા ( સ. અ. વ. ) ની તાઅલીમમાં જોયો, અને તેનું નામ ઇસ્લામ છે. એ સત્ય ધર્મનું નામ કોઇ દેશ, કોઇ જાત કે કોઇ વ્યક્તિ પર રાખવામાં આવ્યું નથી. એ બાબતોને લઇને જો કોઇ પણ નામ રાખવામાં આવે તો તે જરૂર અન્ય માટે હદધર્મીનું કારણ થઈ પડે.

## ઇસ્લામનો અર્થ

ઇસ્લામનો અર્થ સલાહશાંતિનો છે, અને તે એટલા માટેજ આવ્યો છે, કે તે જગતમાં સલાહશાંતિ કાયમ કરે. ઇસ્લામની મતલબ, અલ્લાહની આજ્ઞાઓની તાબેદારી અને અલ્લાહની મખલુક (જગત) સાથે મહાન મહેરબાનીથી વર્તવું એ છે. આં હઝરત (સ. અ. વસ્સલ્લમે) પણ ઇસ્લામની એજ વ્યાખ્યા આપી છે. આપે ( સ. અ. વસલ્લમે ) ફરમાવ્યું, કે " મુસલમાન તે છે, કે

**જેના હાથ અને જીભથી કોઇને નુકસાન ન પહોંચે."** ખરેખર કુરઆને એવીજ આજ્ઞાઓ ફરમાવી છે, કે જેના ઉપર ચાલવાથી એ હેતુ પ્રાપ્ત થાય છે.

## ઇસ્લામમાં જગત સેવાની તાકીદ.

ઇસ્લામમાં ઇબાદતે-ઇલાહીને જગત સેવાનું રૂપ ગણવામાં આવ્યું છે. એમ તો દરેક ધર્મનો પ્રાણ અલ્લાહનો પ્રેમ છે, પણ સાહેબુસ્સલાત વત્તસલીમે એ હકીકતને ત્રણ સત્ય અર્થમાં ખુલ્લી કરી દીધી છે. આપે (સ. અ. વસલ્લમે) ફરમાવ્યું, કે જો તમે ખુદાથી પ્રેમ કરવાની ઇચ્છા ધરાવો છો તો તેની મખલુકથી પ્રેમ રાખો. આં હઝરતે (સ. અ. વસલ્લમે) આ વાત પસંદ કરી નથી કે કોઇનો પ્રેમ માત્ર તેની કવમ અને દેશની સીમામાંજ ઘેરાએલો રહે. આપ (સ. અ. વ.) ની પ્રેમાળ નજરમાં માનુષી મહોબ્બતનું વર્તુળ તમામ મનુષ્યોની મહોબ્બત માટે મુકરર ઠર્યું છે. આજે અન્યોની કૃત્તિઓમાં કવમી કુવ્વતને જોવી એ કવમની મહોબ્બત અને સ્વદેશ પ્રેમ સમજવામાં આવ્યો છે, પણ આં હઝરત (સ. અ. વ.) ની સમીપ એ શબ્દના આવા હલકટ અર્થ ન હતા. આપ (સ. અ. વ.) સમગ્ર જગત પ્રત્યે પ્રેમની શ્રદ્ધા રાખતા હતા અને એજ કાર્યના આપ શિક્ષક હતા. આપ (સ. અ. વ.) નું કુટુંબ એ ખુદાનું કુંટુંબ એટલે ખુદાની મખલૂક હતી. જેમાં ગોરો કે કાળો એનો રજ પણ ભેદ ન હતો. જો કે આપે (સ. અ. વ.) તવહીદ (ખુદાનું એક હોવું તે) પર ખાસ ભાર મૂકયો છે અને તેના ખરા અર્થ સમજાવ્યા છે અથવા બીજા શબ્દોમાં તવહીદનેજ ઇસ્લામની ઇમારતના પાયાનો પત્થર બનાવ્યો છે તો તેનું એ કારણ ન હતું, કે ઇસ્લામનો ખુદા (ખુદાહની પનાહ) જગતના શિર્કથી ઇર્ષ્યા કરનાર હતો ? અલ્લાહ-

આલા તો એનાથી શ્રેષ્ટ અને ઉચ્ચતર છે. પણ શિર્કનાં જે નુકશાનો હતાં તેનાથી જગતને બચાવવાનો ઉદ્દેશ હતો.

## શિર્કનાં નુકસાનો

ખુદાઈ બાબતમાં શિર્કની માન્યતા બુદ્ધિબળ, પ્રમાણિકતા અને આત્મિક બળની પડતી આણે છે એટલુંજ નહિ, પણ તે ઉપરાંત તે એક કવમમાં બીજી કવમ વિરૂદ્ધ અલગપણું, હસદ, ગર્વ અને ઘુમંડની એવી એવી વૃત્તિઓ ઉત્પન્ન કરી દે છે, કે જેનાથી ઇસ્લામી ભાઈચારાની આખી ઇમારત તુટી પડી અલ્લાહના બંદાઓનું કુટુંબ અલગ અલગ થઇ જાય છે?

## કુરઆને કરીમમાં સમાનતાની તાઅલીમ

આથી કુરઆને કરીમે પ્રથમથીજ જે ખુદાનું વર્ણન કર્યું છે તે રબ્બુલ આલમીન છે. એટલે જે તમામ માનુષી નસલનો પેદા કરનાર અને તેને કાયમ અને ચાલુ રાખનાર, જે માણસોમાં કોઇ જાતનો ભેદભાવ નહિ રાખનાર અને જેની કૃપા અને બરકતો રંગ અને કવમના ભેદભાવ વિના દરેક મનુષ્યમાં એકજ જાતનાં બુદ્ધિ-બળના સાધનો અને સામાન ઉત્પન્ન કર્યાં છે. જેણે માણસની એ વૃત્તિઓને પોષવાના સંજોગો દરેક માટે એક સરખા બનાવ્યા છે. પણ એ વાતોને પ્રાપ્ત કરવામાં માણસના નફસાની ઇચ્છાઓ અને લડાયક સ્વભાવ આડે આવે છે.

## તવહીદનું ઇમાન અને માનુષી સમાનતા

આ વાત પણ યાદ રાખવા યોગ્ય છે, કે ઇસ્લામમાં તવહીદનું ઇમાન અપાએલું છે તે મનુષ્યોમાં સરખાપણાનો પાઠ શીખવવા માટેજ છે. અને તે દિવસ આખા જગતના મનુષ્યો માટે ખુશીનો દિવસ હશે કે જે દિવસે આખી દુનિયા ઇસ્લામના આ સમાનતાના

સોનેરી સિદ્ધાંતને માની લેશે. ખરેખર આ તેજ વસ્તુ છે, કે જે તમામ કવમી, ધાર્મિક અને વ્યક્તિગત મતભેદ અને હઠધર્મી તથા જકડીપણાને મલયામેટ કરી દેશે.

## વિચારો અને માન્યતાનો મતભેદ

કુરઆનશરીફે ઘણાજ જોરદાર શબ્દોમાં જાહેર કર્યું છે, કે તમામ ઇન્સાની નસલ ખુદાતઆલાનું એક કુટુંબ છે. તેમાં વિચારો અને માન્યતાનો જે મતભેદ છે તો એ આ વાતનું પરિણામ છે, કે ખરા અને સત્ય ધર્મને માણસોએ ફેરબદલ કરી દીધો. નહિ તો જગતના સર્વ ધર્મો એકજ ઇલાહી હોજથી નીકળેલા અને એકજ પ્રકારનું સત્ય લઇ દુનિયામાં આવેલા; અને તે હાદીઓને એકજ ખુદાએ પ્રેરણા, વહી કે ઇલ્હામ મોકલેલાં અને તે સર્વ એકજ ઇલાહી હોજના જળથી તૃપ્ત થએલા, આ માન્યતાને જો જગત સ્વીકારે તો બીજા ધર્મના બુઝુર્ગ અને પેશ્વાની વિરૂદ્ધ જે ખોટા વિચારો જોવામાં આવે છે તે જગત પોત પોતાની સંસ્કૃતિ તરફ જે મતભેદોનો સંબંધ બતાવે છે તે હોવાં છતાં પણ દુર થઇ જાય. તેથી અમે મુસલમાનો આ વાતને સ્વીકારીએ છીએ, કે ઇસ્લામની પુર્વે પ્રત્યેક ધર્મ પોતાની અસલી શિકલમાં ઇસ્લામ એટલે ખુદાઇ આજ્ઞાની તાબેદારીના રૂપમાં હતો. જો કે આજે એજ ધર્મો મનુષ્યની બુદ્ધિ અને કેળવણીના પંજા નીચે આવી ગયા છે, તો તેથી એમ બની શકતું નથી કે અમે અન્ય ધર્મ અને તેના સ્થાપકોને બુરૂં ભલું કહીએ કે તેમના વિરુદ્ધ કંઇ લખીએ. કેમકે તેઓ તો ખુદાના સત્ય પયગમ્બરો હતા અને અમારે માટે આબરૂ ઇઝઝતને યોગ્ય.

## શાંતિના કયામની કેળવણી

આ બાતમાં કુરઆનેકરીમે શાંતિ કાયમ રાખવાનો એક બીજો પાઠ શીખવ્યો છે એ પાઠની આ સમયમાં, આ દેશમાં સર્વથી વિશેષ

જરૂર છે. જો ઇસ્લામી માન્યતાના આધારે દરેક ધર્મ ઇલાહી હોવાથી નીકળ્યો છે તો તેમનાં ઇબાદતખાનાં પણ સર્વની નિગાહમાં પ્રતિષ્ઠિત થઇ જાય છે અને તેથી જો કોઇ પોતાના ઇબાદતખાનામાં પોતાની ઢબે ઇબાદત કરતો હોય તો અન્યને એ હક મળતો નથી, કે પોતાના કોઇ કાર્યથી બીજાની બંદગીને ખલલ પહોંચાડે.

## ઇસ્લામી છુટછાટ

કુરઆને હકીમે આપણુ મુસલમાનોને અન્યોના પુજા મંદિરોની સંભાળના જામીન ઠેરવ્યા છે. અમે મુસ્લિમ તો કુરઆનશરીફની તાઅલીમથી એવા પોલીસ, કારકુન છીએ, કે જેને ખાનકાહો, મસ્જીદો, દેવળો, મંદિરો અને બીજા અલ્લાહની ઇબાદતનાં સ્થળોને સરખી રીતે સંભાળમાં રાખવાનાં છે. પછી ચાહે તો પોતાનો સ્વધર્મી અન્યના ઇબાદતખાનાને નુકસાન પહોંચાડે તો તેનો ફર્ઝ થઇ પડે છે કે તેની સામે લડવા તૈયાર થાય. કેટલાક સમયે તો એવાં સ્થળો શિર્ક થી ખાલી પણ હોતાં નથી, છતાં પણ તેમની સંભાળ રાખવી મુસ્લિમોનું કામ છે. જેમકે હઝરત નબીયે કરીમ (સ. અ. વ.) ના તે ફરમાનથી માલુમ પડે છે કે જે આપે બહઝતના ઇસાઇઓને આપ્યું હતું. ખલીફએ અવ્વલ હઝરત અબાબકર સિદ્દીક (ર. અ.)એ પોતાના સૈન્યને હુકમ આપ્યો હતો, કે તે ગેર મુસ્લિમની ઇબાદતમાં હરકત નાખે નહિ અને જ્યારે તે તેમના ઇબાદતખાનાઓની પાસેથી જાય ત્યારે કોઇપણ જાતનો ઘોંઘાટ કે અવાજ ન કરે. ઇસ્લામે મુસલમાનો પર ફર્ઝ કરી દીધું છે, કે તે કોઇપણ ધાર્મિક સ્થળને તેની આવકના સાધનોથી વંચિત ન કરે. એટલુંજ નહિં પણ અમને એવી આજ્ઞા છે, કે પરધર્મીઓનાં પુજાસ્થળોની આમદાની માટે જોગવાઇ કરી આપીએ. પ્રથમ સમયના મુસલમાનોએ એ આજ્ઞા પર શાબ્દિક તથા આર્થિક અમલ કર્યો હતો.

## ધર્મ અને ફિર્કાવાર ઝઘડા.

ઇસ્લામની તે ખુબીઓ અને સત્યતા પર કે જેની સાથે મનુષ્યની ચઢતીનો સંબંધ છે, હું કંઇ કહું તે પૂર્વે હું તે સાહેબોને કે જે દુનિયા અને ખાસ કરીને હિંદુસ્તાનમાં શાંતિની અભિલાષા ધરાવે છે, પૂછવા માગું છું, કે જે કંઇ આજે હિંદમાં થઇ રહ્યું છે તેની સત્ય જડ શું આ નથી કે એક તરફ તો બીજા કેટલાક ધર્મોમાં આ વાતો હતી અને જો એ વાત ઇસ્લામમાં છે તો કેટલાક મુસલમાન તે પર અમલ કરતા નથી ? કવમને ચાહનાર પાસે આ અશાંતિ અને બેચેનીનો ઇલાજ એ છે કે ધાર્મિક અંશને કવમી કાર્યોથી અલગજ કરી દેવામાં આવે જો ધર્મ એટલે કેટલાક રીતરિવાજો અને કેટલાક ધાર્મિક વ્યક્તિઓનાં ગુણગાન ગાવામાંજ પૂર્ણ થએલો ગણાતો હોય તો તેનો પરિણામ એવોજ આવે છે. પણ જો ધર્મથીજ સત્ય વિશાળ મન અને આંતરિકવૃદ્ધિ ઉત્પન્ન થતી હોય તો ધર્મજ તે વ્યક્તિઓમાં પ્રેમ અને સંપ કરી દેશે કે જે આજે એકબીજાની દુશ્મન થઇ બેઠી છે.

## ઇસ્લામી તાઅલીમનાં ઉમ્દા ફળો.

આપ કોઇ પણ ધર્મથી સંબંધ રાખો, જે માન્યતા આપને પસંદ હોય તેને માનો, પણ જો આપ તવહીદે ઇલાહી ( ખુદાનું એક હોવું તે ) ને તે અર્થમાં માનતા હોવ કે જે અર્થ ઇસ્લામે બતાવ્યા છે અને ઇન્સાની સમાનતાને તે રૂપમાં કબૂલ કરતા હોવ કે જેને મેં કુરઆને શરીફની રોશનીમા જાહેર કરી છે અને જો આપ અન્યના ધાર્મિક વડાઓની અને તેમનાં પુજાસ્થળોની ઇઝઝત ધ્યાનમાં રાખતા હોવ મતલબ કે આપનામાં એટલી બધી અંતરની વિશાળતા મવજૂદ હોય કે અન્યની સાથે તેવી છુટછાટ અને માનુષી

હમદર્દીથી વર્તી શકે જેવી કે કુરઆને કરીમની ઇચ્છા છે તો શું એ સ્થિતિમાં પણ હિંદમાં અથવા બીજી કોઇ અન્ય જગાએ કોઇપણ મિલાપ કૉન્ફરન્સની આવશ્યકતા બાકી રહી જાય છે ?

હું મારા જુદા જુદા ધર્મના અપૂર્ણ અભ્યાસથી કહી શકું છું, કે ઇસ્લામની તાઅલીમજ આ બુદ્ધિમય પરિણામો ઉત્પન્ન કરી શકે છે, ઇસ્લામથીજ જુદા જુદા ધર્મના અનુયાયીઓમાં એક સુંદર અને સુવિચાર સમજુત થઇ શકે છે અને ઇસ્લામજ આ ચાલુ ગુસ્સાનો નાશ કરી શકે છે કે જેના તાબામાં એકબીજાની ધાર્મિક લાગણી પર હુમલો કરવામાં આવે છે, યાદ રાખો કે ફકત દીલનું બદલાઇ જવું એજ ચાલુ ધાર્મિક દીવાનગીરીનો ઉપાય છે; અને આ વિશેષ યોગ્ય થશે કે જો તમામ લોક કુરઆને કરીમની આજ્ઞા પ્રમાણે અમલ કરતા થઇ જાય. પછી ચાહે તે મુસલમાન હોય કે ન હોય.

## ધર્મપ્રચારનો અર્થ.

આખું જગત તો ઇસ્લામની ધુંસરી નીચે આવી શકતું નથી, પણ જે ઇસ્લામની ખુબીઓને મેં વર્ણવી તેજ આલમગીર શાંતિ સ્થાપવાને જરૂરની છે અને ખરી રીતે ધર્મપ્રચાર પણ એજ છે કે જગતમાં તેના કાયદા પ્રવર્તે અને લોક તે પર કારબંધ થઇ જાય. તેથીજ મેં કહ્યું હતું કે મને જો ઇસ્લામના પ્રચાર સાથે દીલચસ્પી છે તો તેનું કારણ પણ એજ છે કે ઇસ્લામના પ્રચારમાંજ મને સલાહશાંતિથી ભરપુર ઝિંદગી અને મનુષ્યની ચઢતી દેખાઇ રહી છે.

## ઇસ્લામનો સર્વથી મહાન હેતુ.

કુરઆનેકરીમ અને આં હઝરત (સ. અ. વ.) ની તમામ કેળવણી એવી આજ્ઞા અને સૂચનાથી ભરપૂર છે, કે જે આ મહાન

હેતુ તરફ લઇ જનારી છે કેમકે તે માણુસના અંતરમાં અન્ય તરફનો તિરસ્કાર અને હલકાઇનું નિકંદન કરી, હમદર્દી અને છુટછાટની લાગણીઓ ઉત્પન્ન કરી દે છે, શાંતિ સ્થાપવી એતો ઇસ્લામની દરેક બાબતમાં એક મહાન હેતુ હોય છે, એમ તો ઇસ્લામની બધીજ તાઅલીમ અમન અને શાંતિ છે, પણ મેં આ સ્થળે મુખ્ય અને જરૂરી બાબતનું વર્ણન કર્યું છે કારણ કે એનાથી ધાર્મિક ખેંચતાણ અને કવમી ઝગડા અને અદાવતનું નિકંદન થઇ જાય છે.

## તબ્લીગ બાબત વિચાર.

આજે અમે તબ્લીગના વિષય પર વિચાર કરવા ભેગા મળ્યા છીએ, હું ભરોસો રાખું છું, કે ઇસ્લામની દાઅવત એ બાબતમાં મહાન ફતેહ મેળવી શકે છે. જો મેં કહ્યું તેમ કુરઆની કાયદાનો પ્રચાર શરૂ કરવામાં આવે તો તેથી ઇસ્લામ અન્યની નજરમાં પ્રિય થઇ પડશે અને જગત માટે લાભદાયી સિદ્ધ થશે.

## ઇસ્લામનો સંદેશ.

હું આપને એ પણ બતાવવા માંગું છું કે જગતમાં ઉન્નતિ અને સુધારો પેદા કરવામાં ઇસ્લામ સર્વથી વધારે સિદ્ધ થઇ ચુકયો છે, જો માનુષી ઉન્નતિ પોતાના ખરા રૂપમાં એનું નામ છે, કે અમે અમને સોંપાએલાં બળોનો સદ ઉપયોગ કરી શકીએ અને કુદરતની તમામ શકિતને ઇન્સાનની ખિદમતમાં લઇ આવીએ તો હું એકદમ કહી ઉઠીશ કે ઇસ્લામ એજ સંદેશો મનુષ્ય જાત તરફ લઇ આવ્યો છે.

## ઇબાદતો.

ઇસ્લામ પૂર્વેના ધર્મો બંદગી, નઝરનયાઝ, કુરબાની કે બળિદાન અને તપ વગેરેના ચક્કરથી ભાગ્યેજ બહાર નીકળવા પામ્યા, તેમાં

નૈતિક અને આત્મિક તાઅલીમનું વર્તુળ પણ એક હદ સુધી જ કાયમ હતું, ઇસ્લામે પણ બંદગીના રસ્તા બતાવ્યા, પણ તે સર્વના હેતુનો સંબંધ ઉન્નતિ અને ઉચ્ચ સુધારા સાથે કરવામાં આવ્યો છે.

## વહીનો હેતુ.

કુરઆને કરીમે આરંભમાંજ બતાવ્યું છે, કે વહી ( અલ્લાહ તરફનો સંદેશો) મનુષ્યની ગુપ્ત શકિતઓને ખીલવવાજ આવી છે, કુરઆને આ પણ અમને બતાવ્યું, કે અલ્લાહતઆલાએ માણસને આ જમીન પર પોતાનો ખલીફા બનાવવાજ પેદા કર્યો અને તેને કુદરતની બધી શકિતઓ સોંપવામાં આવી, પવિત્ર કિતાબે વહીના આ હેતુને બનાવીને પછી તે રસ્તા બતાવ્યા છે કે જેના પર ચાલવાથી માણસ પોતાનો એ હેતુ પ્રાપ્ત કરી શકે.

## નવિન મહાન ખુશખબરી.

જ્યારે કુરઆન શરીફ ઉતારવામાં આવ્યું ત્યારે કુદરતી શકિતઓને કામમા લાવવા એ સહેલું ન હતું, એ બાબતના શંકા પણ તે વખતે મનુષ્યના દીલમાં આવી શકતી ન હતી, ઉલટું કુદરતી શકિતઓ તે વખતે પૃથ્વીના ઘણાં ભાગમાં માણસના પુજ્યદેવ અને ખુદા બની બેઠી હતી, તે વખતે એ તો મનુષ્યની સેવા ચાકરીની માલિક હતી, તો પછી એવા સમયે કુરઆને કરીમ એક નવિન મહાન ખુશ ખબરી લાવ્યું, તેણે જાહેર કર્યું, કે જે કંઇ જમીન અને આસ્માનમાં છે, જેમકે સુરજ, ચાંદ, ગ્રહો, તારા, વાદળ, નદીઓ, સમુદ્ર, ઝાડ વગેરે મનુષ્યની સેવા માટેજ ઉત્પન્ન કરવામાં આવ્યાં છે, એવી જ રીતે એક બીજી જગાએ કુરઆને કરીમે ફરમાવ્યું કે બ્રહ્માંડની કોઇ પણ વસ્તુ નકામી અને નિરૂપયોગી નથી. એ સર્વે વસ્તુઓ માણસના ફાયદા

મારેજ પેદા કરવામાં આવી છે. અહીં એ ફાયદા પ્રાપ્ત કરવા વસ્તુ વિજ્ઞાન અને બારીક ભેદોથી જાણીતા થવાની આવશ્યકતા છે. એ ઇલ્મથી તે વખતની દુનિયા બેખબર હતી. તેથી કુરઆને કરીમે બ્રહ્માંડની મનુષ્યને લાભદાયક નીવડે એવી હકીકતો પર વિચાર અને ધ્યાન કરવાને ખુદાને પ્રસન્ન થવાનું કારણ બતાવ્યું.

## વિદ્યા સાથે ખ્રિસ્તિઓનો વર્તાવ.

આં હઝરત ( સ, અ. વ, ) થી એક દુઆ વર્ણનમાં આવી છે; કે આપ (સ. અ. વ.) જનાબેબારીમાં ઘણી ખરી દુઆ ફરમાવતા હતા કે 'અય ખુદા મુઝ પર હકાઇકે અશયાકા ઇન્કિશાફ ફરમા' એટલે એ ખુદા મને વસ્તુઓની સત્ય હકીકતનો ભેદ બતાવ. ઇસ્લામ પુર્વે પણ વિદ્યા દુનિયાથી ઉઠી ગઇ ન હતી એનાથી ઇન્કાર થઇ શકતો નથી- પણ તે વિદ્યા તો તે સમયે કેટલાક જાનીતા મનુષ્યોની ખાસ પુંજી થઇ પડી હતી અને પશ્ચિમમાં તો ઇલ્મ અને વિદ્યાના રસ્તા કલીસાઓએ (ખ્રિસ્તિ દેવળોએ) તિરસ્કારી કાઢયા હતા! જુની વિદ્યાની વાતો ખ્રિસ્તિ દેવળોમાં બંધ થઇને નફરત અને તિરસ્કારનો શિકાર થઇ રહી હતી. દેવળોના પાદરીઓનો લાભ એમાંજ હતો કે તે સામાન્ય જનસમુહને અજ્ઞાનતા અને અંધકારમાં રાખવામાં આવે મતલબ કે જ્યારે જ્યારે પશ્ચિમમાં ઇલ્મ અને સુધારાની કોઇ લ્હેર ઉત્પન્ન થતી હતી ત્યારે ત્યારે દેવળના માણસોનો ગુસ્સો ભડકી ઉઠતો હતો અને સત્ય ઇલ્મના સંશોધકોને જાત જાતના દુઃખના અઝાબમાં જકડી લેવામાં આવતા હતા! યુરોપની બહાર પણ મનુષ્ય ભેળું મેલું થઈ ગયું હતું અને બુદ્ધિની કુવ્વત નાશ પામી હતી!

## ઇસ્લામ સુર્યનો ઉદય.

ખાસ તેજ સમયે ઇસ્લામ મનુષ્ય જાતને એ અજ્ઞાનતા અને અંધકારમાંથી મુક્તિ અપાવવા પેદા થયો. કેમકે હિરાની ખોમાં પ્રથમ પવિત્ર વહી ઉતરી અને તેણે જાહેર કર્યું કે મનુષ્યોનો પાળનાર ખુદા હવે માણસ જાતને બેઆબરૂમાંથી કાઢી યશસ્વી બનાવનાર છે; અને એ ઇન્સાનની આબરૂ ઇઝ્ઝત કલમ એટલે લખવા, વાંચવાના પ્રચાર અને તે ઇલ્મો સાથે સંબંધ ધરાવશે કે જેનાથી આજે જગત અજાણું છે.

## ઈસ્લામમાં ઈલ્મની મહત્તા.

કેટલી બધી આશ્ચર્યજનક વાત છે, કે એક ઉમ્મી ( અનપઢ ) લકબ પયગમ્બર ( સ. અ. વ. ) એક સમયમાં જગતને ઇલ્મ અને વિદ્યાનો તથા નવિન વિદ્યાની પ્રાપ્તિનો સંદેશો સંભળાવે છે, કે જ્યારે મનુષ્ય અભણતા અને બેઇલ્મના અંધકારમાં રહેવું પોતાની એક ધાર્મિક ખુબી સમજી રહ્યું હતું ! આપ ( સ. અ. વ. ) પોતે લખવું જાણતા નથી, પણ જગતને બતાવી રહ્યા છે, કે મનુષ્યની શ્રેષ્ટતા અને આબરૂ લખવા, વાંચવામાં અને ઇલ્મના પ્રચાર પરજ આધાર રાખે છે ! આં હઝરત ( સ. અ. વ. ) ની પેઠે ઇલ્મ માટે આટલું બધું જોર આપનાર અન્ય પયગમ્બર ( અ. સ. ) મારી નજરમાં આવ્યા નથી. આપે ( સ. અ. વસલ્લમ ) વિદ્યા પ્રાપ્તિને દરેક મુસ્લિમ પર ફર્ઝ ઠેરવી છે. આપે ( સ. અ. વસલ્લમે ) ફરમાવ્યું કે એક આલિમની શાહીનાં ટીપાં શહીદના લોહી કરતાં વધારે કીમતી છે. આપે ( સ. અ. વસલ્લમે ) આ પણ ફરમાવ્યું છે કે મનુષ્ય જાતના લાભ માટે વિચાર અને ધ્યાનમાં એક રાત વ્યતિત કરવી તે ઘણી રાત્રિની બંદગી કરતાં શ્રેષ્ટ છે !

( જનાબ હાજી લૉર્ડ હેડલે સાહેબનું લેકચર એટલું બધું મનનિય અને વિદ્વતાભર્યું છે, કે જો એનો પ્રચાર યુરોપ અને અમેરિકામાં કરવામાં આવે તો અવશ્ય ઇસ્લામની એક ભારે ખિદમત બજાવેલી કહેવાય. અહીંના અધકચરા અને નજીવી બાબતમાં લડાવી મારનારા મવલાના અને મોલ્વીઓએ ધડો લેવો જોઇએ કે ઇસ્લામની ખિદમત તો આવા ઇસ્લામના ઉંડા અભ્યાસથી થઇ શકે છે. ઇસ્લામ એક અત્યંત વિશાળ અને ઉન્નતિના હિમાલયની શિખરે મનુષ્ય જાતને લઇ જનારો ધર્મ છે. ઇસ્લામના દરિયામાં જે અનમૂલ મોતી છુપાએલાં છે તે તો તેમાં ડુબકી મારનારજ જાણી શકે છે. બાકી ઉપર ઉપર તરનારાના હાથમાં તો પરપોટા સિવાય કંઇજ આવી શકતું નથી ! અનુ૦ ).

આપ ( સ. અ. વ. ) ના જાહેર થવાના સમયે મનુષ્ય જાતની ઉન્નતિના રસ્તામાં ઘણી અડચણો અટકેલી હતી. શકિતઓના સંબંધમાં પ્રચલિત જુઠા વિચારો અને ખોટી માન્યતાએ માનવીની ચઢતીને અટકાવેલી હતી. જો કે સૃષ્ટિના એક વિભાગની એવી શ્રદ્ધા હતી કે ગુનાહ માણસના સ્વભાવમાંજ છે અને તેમાં બુરાઇ અને વાંક સિવાય અન્ય કોઇ ભલાઇ કે ખુબી નથી એટલુંજ નહિ પણ મનુષ્ય ખુદાના ક્રોધ નીચે છે અને બીજા કોઇ કાનુન પર ચાલવાનું તેમાં બળજ નથી ! એનું આવવું જોઇતું પરિણામ એ આવ્યું કે મનુષ્ય ઉન્નતિના પંથેથી અળગું થઇ ચૂકયું. હવે બીજા એક વિભાગમાં એવી શ્રદ્ધા હતી કે આ જગતમાં માણસના હિસ્સે કષ્ટ અને મુસીબતજ આવી છે અને એમાંથી મુકત થવું એ એના મૃત્યુ પર આધાર રાખે છે ! હિંદુઋષિ પણ એજ તત્વજ્ઞાનને માને છે. મને એ જુની શ્રધ્ધાઓ વિરૂદ્ધ એક શબ્દ કહેવો પસંદ નથી,

પણ હા હું એ વિષયમાં મારૂં ઇમાન જાહેર કરવા માગું છું, કે એ પ્રમાણેનું તત્વજ્ઞાન અથવા એવી ધાર્મિક કેળવણી મનુષ્યની ઉન્નતિનું કારણ બની શકતી નથી. મારા એ ઇમાનને પુષ્ટિ આપનારી એ બાબત છે, કે ઇસ્લામની પૂર્વે મનુષ્ય જાત પર અંધકારનું એક પડ છવાએલું હતું. એ સિવાય તે સમયે આ વિષે પણ કેટલીક પાર્ટીઓમાં શ્રદ્ધા હતી કે કોઇની મહેનત ફળદાયી નીવડી શકે છે. ખુશહાલી અને બદહાલીને એક લોટરીસમ સમજવામાં આવતી હતી. સુકર્મોને એક મનુષ્યયત્નનું કાર્ય ગણવામાં આવતું ન હતું. પણ જાણે એ બધી બાબતો પ્રથમથીજ નક્કી કરવામાં આવી ન હોય એવા વિચાર ફેલાએલા હતા. માણસ એક કિસ્મતના ચક્કરમાં ફસાએલું ગણાતું હતું! ઇસ્લામ પૂર્વે ઘણાજ થોડા લોક આ વાતને માનતા હતા, કે મનુષ્યની ખુશહાલી કે બદહાલી તેના પોતાનાજ ઝિંદગીના મકાનનો ઇજનેર છે અને નેકી અને બદીની ફેવીઓ તેના કબજામાં છે.

એમ તો પુનર્જન્મ કેટલીક તત્વજ્ઞાની બાબતોથી મનહર જણાય છે પણ અમલી શક્તિ પર તેની તેજ અસર થાય છે કે જે પ્રાચીન શ્રદ્ધાઓથી થાય છે. એ સમયે ઇમાનના વિષયની પણ લગભગ એજ સ્થિતિ હતી. કાર્ય વિનાનું ઇમાન મુક્તિ માટે બસ ગણાતું હતું અને એ સ્પષ્ટ છે કે એવી માન્યતા માનવીની શક્તિઓ બરબાદ કરવાને પુરતી છે! એવી માન્યતાઓ અને એવી ફિલસુફીના સિદ્ધાંતો નીચે માણસની ઉન્નતિ અશક્યજ છે. જ્યારે અમે એ કબુલ કરી લઇએ કે જે અમારી ઉપર આવે છે અથવા જે કંઇ અમારે કરવું છે તે પ્રથમથીજ મુકરર છે તો પછી આ જીવતરમાં કોઇપણ વસ્તુ નેક કાર્યો કરવા માટે પ્રેરણા નથી બની શકતી!

સાથે સાથે નતો લાભ પ્રાપ્ત કરવાનો અને નતો નુકસાન અટકાવવાનો પ્રશ્ન ઉદ્‌ભવી શકે છે! એનાથી મનુષ્યશકિત અને જરૂરત કે ખપતી વાતોને જુંબેશ નથી આવતી અને માનવી નિર્જીવ વસ્તુઓ જેમ સ્થિતિ ભોગવે છે. હું કહું છું, કે જો ધર્મ ખુદાતઆલા તરફથી મનુષ્ય જાત માટે ખુશહાલી અને સારી વસ્તુઓને લઇને આવે છે તો તેણે સર્વથી પ્રથમ ઉપરની બધી બાબતોની ભૂલોને ખુલ્લી કરવી જોઇએ, કે જે મનુષ્ય ઉન્નતિની આડે આવે છે. જો માણુસની ગુપ્ત શકિતઓ ફળેફુલે અને પરિપકવ ન થાય અને આવી જાતની ખુદાઇ અકકલમંદી કે જેણે માનવી જેવી સૃષ્ટિ સરજી છે તે સૃષ્ટિ ઉન્નતિ પ્રાપ્ત ન કરે તો પછી એવા ધર્મથી લાભજ શો, કે જે થોડાંક ગીતો અને પ્રાર્થનામાં ખુદાની ભકિત દર્શાવે?! મારી ટુંક બુદ્ધિમાં સત્ય ધર્મ તે બની શકે છે કે જે મનુષ્યને અંધકાર અને નિર્જીવતાની સ્થિતિમાથી બહાર કાઢી તેનામાં કાર્ય શકિત ઉત્પન્ન કરીદે અને તે ખુદાની મહેરબાનીઓથી તૃપ્ત થઇને કાર્યરૂપે ખુદાના યશોગાન ગાય તથા પોતાની શકિતઓ અલ્લાહની મખલુકની સેવામાં વાપરી દે. એજ તે ધર્મ છે કે જેને હું કુરઆન શરીફમાં જોઉં છું.

## શિર્કની માન્યતાનો તોડ

આ વાત હવે એક ઇલ્મથી સિદ્ધ થઇ ચુકેલી બીના છે કે કુદરતનાં સર્વ કાર્યો એક કાનુનને તાબે થઇ રહેલાં છે અને તેનાથી તેજ માણુસ ફાયદો ઉઠાવી શકશે કે જેને એ કાનુનનું જ્ઞાન હશે અને તે પોતાની સ્થિતિને એ કુદરતી કાનુનને અનુસરી બનાવે, પણ અમારૂં એ ઇલ્મ પણ કંઇ કામનું રહેતું નથી ત્યારે કે જ્યારે અમે આ બ્રહ્માંડનો એક બાદશાહ ન માનીએ અને સેંકડો ખુદાને માનતા રહીએ. કુરઆને કરીમ આ વાત તરફ પણ સુચના કરી છે, કે ઘણું

ખુદા તો એકબીજાની વિરૂધ કાયદા ચાલુ કરશે તો પછી કોના કોના કાયદાને સમજવામાં આવશે અને કોના કોના કાયદાની તાબેદારી થઇ શકશે ? એજ પ્રમાણે આપણે યુનાની પ્રાચીન ધર્મોનાં દાસ્તાન અને કેટલીક હિંદુઓની ધાર્મિક કૃતિઓમાં દેવતાની પરસ્પર ખેંચતાણનો દેખાવ જોઇ શકીએ છીએ. જુદા જુદા ખુદાઓની માન્યતા આ જગતમાં પરસ્પરનો કલેહ નહિ પણ એક ફસાદની સ્થિતિ ઉભી કરી દેશે અને તેથી એવા સમયે વઇજ્ઞાનિક તત્વો જાણુવા મુશ્કેલ થઇ પડશે. કારણ કે ઘણા ખુદાઓની એક બીજાથી વિરૂધ ઇચ્છાઓ વિરોધી કાનુનો ઉત્પન્ન કરી દેશે જયારે જગતની આવી સ્થિતિ હતી ત્યારે મનુષ્ય જાતને સુધારવા ઇસ્લામ ધર્મ જગતમાં આવ્યો કેમકે તે મનુષ્યના ભેજા અને દીલને એવા જુઠા વિચારો અને ખોટી માન્યતાઓથી પાકો સાફ કરે છે. એણે આવતાંની સાથેજ જગતમાં જાહેર કર્યું કે તમામ બ્રહ્માંડ એક ધારામાં બંધાએલું છે અને એ ધારાનો બનાવનાર તે પવિત્ર અલ્લાહ સિવાય અન્ય કોઇ નથી. એ બાબતો ધ્યાનમાં રાખીને એણે તવહીદે ઈલાહી પર જોર દીધું એણે બતાવ્યું કે બ્રહ્માંડના રાજયની લગામ ઘણાના હાથમાં નથી. પણ ફકત એકજ જાતનાં હાથમાં છે. જેના ધારા અને નિયમો અટલ છે. તેની મરજી આગળ ઝુકી જવું અને તેના કાનુનોની પુરી તાબેદારી કરવી એ ઇસ્લામની શાબ્દિક સમજ છે, એજ વાત માણસ જાતની ખુશી અને તેની સ્થિતિને ઉન્નતિએ પહોંચવાનું કારણ બનશે. એના ધારાઓ તે છે કે જેને આજે સાયન્સની વ્યાખ્યામાં કુદરતના કાનુનોથી ઓળખવામાં આવે છે, શું એક નેચરી પણ આવા ધર્મથી દુર રહી શકે છે ?

### નેચરી માન્યતાને કહેણુ

જો એક નેચરીને સ્વભાવિક કુદરતી કાનુનો પર ઇમાન છે

અને તે કાનુનોને અનુસરી પોતાની ઝિંદગી ઘડવા માગે છે તો પછી કાનુન તો તેના મુકન્નન ( કાનુન બનાવનાર ) ને શોધે છે આવી હાલતમાં ઇસ્લામના અલ્લાહથી એ નેચરી કેવી રીતે ઇન્કાર કરી શકે છે !

## ઇસ્લામે શું શું શીખવ્યું ?

ઇસ્લામે આ શિક્ષણ પણ આપ્યું કે માણસ બદી લઇને જન્મતું નથી, પણ તે તો જન્મથીજ મુસ્લિમ છે એટલે તે સ્વાભાવિક નિયમો પર ચાલી શકે છે કેમકે નિયમ એટલે શરીઅત પર ન ચાલવાનું નામજ બદી છે, એ વાત સિવાય કે તે મુસલમાનને ઘેર કે ગેર મુસ્લિમને ત્યાં પેદા થયો.

ઇસ્લામે આ પણ બતાવ્યું કે મનુષ્ય ઉત્તમ શકિતઓ લઇને આવ્યું છે એની બનાવટ એક ખુબીદાર રચના પર મુકાએલી છે, તેથી એની ચઢતીની કોઇ પણ હદ નથી. એમાં શક નથી કે એના સ્વભાવમાં કેટલીક એવી વાતો પણ છે કે જે એને નીચથી પણ નીચ કાર્યો તરફ ઘસડી જનારી છે. પણ જો તે અલ્લાહ તઆલાના નિયમોની પુરી તાબેદારી કરે અને સીધા રસ્તા પર ચાલે તો તેને તેના મહેનતનો પુરો બદલો મળશે. કારણ કે અલ્લાહ તઆલાના દરબારમાં કોઇ પણ કાર્ય વ્યર્થ જતું નથી. (લા યદીઓ અજરલ આમેલીન ) મનુષ્યની ભલાઇ કે ઉન્નતિનો આધાર અમુક કવમ કે અમુક ચુંટી કાઢેલી વ્યક્તિઓ પર છે એવી માન્યતા મનુષ્યની ઉન્નતિના રસ્તામાં પત્થર જેમ આડે આવે છે. કુરઆન શરીફે એ માન્યતાનું ખંડન કરતાં ફરમાવ્યું કે દરેક મનુષ્ય એક બીજાની બરાબર છે દરેકની સામે કાર્ય અને ઉન્નતિનું મેદાન સરખી રીતે ખુલ્લું છે જે કામ એક માણુસ કરી શકે છે તે અન્ય પણ કરી શકે છે.

તેથી કવમી ખાનદાની અને નાના મોટાના ભેદભાવની ભીંતો ઇસ્લામે આવતાંની સાથેજ ખોદી નાંખી અને મનુષ્યની ઇઝઝત અને મોટાઇનો સંબંધ ફકત તેની પ્રમાણીકતા સાથેજ રાખ્યો. આ તે વાત છે કે જેને દરેક પ્રાપ્ત કરી શકે છે, એને પણ ઘણી સ્પષ્ટ રીતે સમજાવવામાં આવી કે ઠીક માન્યતાથી જે કાર્યો ઉત્પન થાય છે તેજ ખુદાને ત્યાં મહત્તા મેળવી શકે છે. કાર્ય વિનાનું ઇમાન કંઇક વસ્તુ નથી, એજ બાબતમાં આ શિક્ષણ પણ આપ્યું કે ખુદાતઆલા માત્ર ભલાઇ છે, અને તેની તરફથી બુરાઇ નથી તેની તરફથી તો ભલાઇ અને ભલાઇજ આવે છે, પણ બુરાઇ અને દોષ મનુષ્ય પોતાના કરતુકોથી પ્રાપ્ત કરે છે ગુનાહગારી એ તેનાં ભુંડા કાર્યોનો નતીજો છે, નેકી અને બદી મનુષ્યના પોતાના હાથમાં છે, જેને જેવી ઝિંદગી જોઇએ તેવી તે બીબામાં ઢાળી શકે છે, હા આટલું તો અવશ્યનું છે કે ઇસ્લામના શિક્ષણ મુજબ નેકી અને બદીનો શુમાર ખુદાની તરફથી નકકી થઇ ચુકેલો છે. અમારી ફરજ છે, કે અમે એ ન ટળી શકે એવી વાતને કોશીશ કરીને જાણી લઇએ અને નેકી બદીના માલિક બની જઇએ. એ કાર્યમાં ઇન્સાનને સીધા પંથે ચાલવા માટે ફરમાવવામાં આવ્યું છે કે ઓ મનુષ્યો ! તમારાં ગુપ્ત કે જાહેર કાર્યો ખુદાપાક જાણે છે અને તમારા અંતરની દરેક વાતોથી તે માહીતગાર છે અને તેથી તમે તમારાં દરેક કાર્યો માટે જવાબદાર છો, એક રજ બરાબર પણ નેકી કે બદી અફળ નહિ જાય. તેનો બદલો આપવામાં આવશે એટલે કે તમારાં પાપ અને પુન્યપર જઝા અને સઝાનો આધાર છે. પોતાના મતને ખરી સ્વતંત્રતામાં વાપરવો અને કોઇ પણ દબાણ વિના આઝાદી સાથે સત્કાર્યો કરવાં એ એક ઉત્તમ પ્રમાણિકતા છે. કુરઆનેકરીમે ફરમાવ્યું કે આ

બાબતોમાં જે માણુસ પોતાના બુદ્ધિબળને લાભદાયક રીતે વાપરતો નથી તે ઇન્સાન નથી હયવાન એટલે જાનવર છે, કે જેની દોરી બીજાના હાથમાં છે. ઇસ્લામ ઇચ્છે છે કે મનુષ્ય પોતાની બુદ્ધિ અને વિચારને કામમાં લાવે અને માણુસાઇની કોઇપણ વાતને સ્વીકારે નહિ કે જે બુદ્ધિ, અનુભવ અવલોકનની મદદથી પારખવામાં આવી ન હોય. અમને આજ્ઞા છે કે કુદરતની લીલાને આંખો ખોલીને જોઇએ અને પુર્વની થઇ ગએલી કવમોના ઇતિહાસને દૃષ્ટિ સમક્ષ રાખીએ વળી જુદા જુદા દેશોમાં ફરીને શિક્ષા જનક પાઠ પ્રાપ્ત કરીએ.

## બંદગી શું વસ્તુ છે.

એવીજ રીતે બંદગી અને કુરબાનીની ગેર સમજ માણુસાઇ યત્નને બરબાદ કરે છે. એનાથી ન તો મનુષ્યમાં હિમ્મતનો ઉભરો ઉત્પન થાય છે કે ન તો પોતાની જોખમદારીનું ભાન આવે છે. તેથી ઇસ્લામે ફરમાવ્યું કે જ્યાં સુધી સત્કર્મો તેમાં ભેળાં નહિ થાય ત્યાં સુધી તમારી બંદગી કંઇ કામની નથી જે કંઇ તમે પ્રાપ્ત કરવા ઇચ્છો તેને માટે પુરેપુરો યત્ન કરો અને પછી ખુદા તઆલાની મદદ ઢુંઢો. આ તે પાઠ છે કે જેને અમે રોજ પાંચ વખતની નમાઝમાં "**ઇય્યાકા નાઅબોદો વઇય્યાકા નસ્તઇન**" કહીને પુનરાવર્તન કરતા રહીએ છીએ. અમને ખાતરી આપવામાં આવી છે કે જો અમે એક પગલું ખુદાતઆલાની ભણી ભરીશું તો તે સો ડગલાં અમારી તરફ ચાલી આવશે. પણ એમાં શરૂઆત અમારા તરફથી થવી જોઇએ. ખુદા ભણી જવાનો અર્થ કોઇ ઇબાદતખાનામાં જવાનોજ થાય છે એમ નથી પણ પોતાના કાર્યોમાં ખુદાઇ કાનુનો આગળ શીર ઝુકાવી દેવું એ છે, એમાં શક નથી કે બંદગી એ પણ સફળતાનું એક હથિયાર છે પણ ખુદાનું કુરઆન અત્યંત સાફ શબ્દોમાં જાહેર

કરે છે કે તે લોકોની યાચના કે જે અલ્લાહની નેઅમતો ( બખ્શી-શી ઉત્તમ વસ્તુઓ ) ની નાકદરી કરી ગેર ઉપયોગ કરે છે, ખુદાના દરબારમાં સાંભળવામાં આવતી નથી. ખુદાતઆલા કોઇ પણ કવમ યા ટોળાની સ્થિતિ ત્યાં સુધી બદલતો નથી કે જ્યાં સુધી તે પોતે પોતાની સ્થિતી બદલે નહિ માત્ર તે તેમનેજ મદદ કરે છે કે જે પોતાની મદદ પોતેજ કરે છે,

સન્યાસના અવનવા ઢંગ પણ ખુદાને રાજી કરવાનાં કારણ ગણાતાં હતાં, જેમકે કેટલાક તો આત્મિક ઉન્નતિ એમાંજ જોઇ રહ્યા હતા, કે જગતથી નાસી પોતાનો પડાવ જંગલોમાં નાખે. પણ એ વાત મનુષ્યને ચઢતી અને સુધારાથી દુર લઇ જનારી હતી તેથી એવી તમામ વાતોને અટકાવી ઇસ્લામે ફરમાવ્યું કે તમે દુનિયામાં રહીને પણ રૂહાની કે આત્મિક બળ પ્રાપ્ત કરી શકો છો. અને ખુદાનું તેજ જગતનાં તે ઘરોમાં ઊતરે છે કે જે ઘરોમાં તેની યાદ થતી હોય અને દરેક પ્રકારની આત્મિક શારીરિક અને પ્રમાણિક પવિત્રતા મેળવ-વામાં આવતી હોય. જો કોઇ મનુષ્યને ખુદા અને તેની સૃષ્ટિપર પુરેપુરો પ્રેમ અને પ્યાર છે તો તે શહેરી ઝિંદગી ગાળીને પણ આત્મિક બળની ઉન્નતિ પ્રાપ્ત કરી શકે છે અને ખુદાની સૃષ્ટિ અને પાડો-સીઓના હક અદા કરી શકે છે.

## કુરબાની શું વસ્તુ છે?

બેશક ઇસ્લામે કુરબાનીની છુટ આપી છે પણ તેની સમજ બદલી નાંખી સાફ શબ્દોમાં કહ્યું છે કે ખુદાને ત્યાં કુરબાનીનું લોહી અને માંસ પહોંચતું નથી, પણ જે વસ્તુ ખુદાને ત્યાં વહાલી છે તે તમારી પ્રમાણીકતા અને ખુદા પરની તમારી શ્રદ્ધા છે, તેથી કોઇ દેવ કે દેવીના થાનક પર રૂધીર કે માંસને ભેટ ધરાવવું કે યજ્ઞ કરવો.

એને રોકવામાં આવ્યા, અને કુરબાનીના ગોસ્તને ગરીબ અને મુહ-તાજ લોકોને વહેંચી દેવાનું ફરમાન થયું, અને શ્રદ્ધા પણ તેને કહે છે, કે જેવી રીતે આ પશુઓ અમારી આગળ કુરબાન થઇ જાય છે તેવીજ રીતે અમે પણ અમારા માલિક અલ્લાહની આગળ અમારી કુવૃત્તિઓ કુરબાન કરીને તેના પુરેપુરા તાબેદાર થઇ જઇએ. જેણે જાનવર ઝુબ્હ કરીને પોતે પોતાની પશુમય વૃત્તિઓને ઝુબ્હ કરવાનુ ન શીખ્યો તેણે એક જાનને વ્યર્થ ગુમાવ્યો.

પ્રાયશ્ચિત પણ ઉપર કહ્યું તેમ મનુષ્યની લાગણીઓ અને જોખમદારીઓને કચડી નાખી તેને અમલથી ખાલી કરી દે છે. પ્રાય-શ્ચિતની માન્યતા ધરાવતા પાશ્ચાત્ય દેશોની હાલની કર્તવ્યમય ઝિન્દગી અને કારભારની લીનતાથી ધોકો ખાવો જોઇએ નહિ. એમની હાલની એ ઝિંદગી તો હાલની સંસ્કૃતિએ ઉત્પન્ન કરી છે અને એ લોકો પોતાની માન્યતાઓની અસરથી પોતાની ચાલુ ઝિંદગીને ઠેસ લાગવા દેતા નથી, પણ જેને પ્રાયશ્ચિતના પરિણામો નિહાળવાં હોય તેણે યુરોપના મધ્યકાળની સ્થિતિનું અવલોકન કરવું.

એ વિષયમાં કુરઆન શરીફે ફરમાવ્યું કે કોઇ માણસ અન્યનો ભાર ઉઠાવી શકતુ નથી એ તો જે વાવશે તેજ લણશે

એ વિષે હું એક બીજી વાતનું બયાન કરવા ઇચ્છું છું, કે જે કેટલાક ધર્મોના અનુયાયીઓને દુઃખ અને મુસીબતનું કારણ જણાય છે. ઇસ્લામની પુર્વે માલ દોલત મેળવવી અને આરામચેનની ઝિદંગી ગુજારવી એ ધર્મથી વિરૂદ્ધ ગણાતું હતું એટલુંજ નહિ પણ ખુદાના પ્રેમી માટે તો માલ પુજી વગેરે તિરસ્કારની ગણનામાં ગણાતી હતી. આથી સ્પષ્ટ જણાય છે કે એવા પ્રકારના વિચારો મનુષ્યની ભલાઇ અને બહેતરી માટે મદદગાર થઇ શકતાં નથી. એનું નિકંદન કરવા

કુરઆને કરીમે ફરમાવ્યું કે જે શોભાનાં કાર્યો, ખુદાએ પોતાના બંદાઓ માટે ઉત્પન્ન કર્યા છે તેને તમારે માટે કોણે હરામ કર્યાં ? એજ પ્રમાણે કુરઆન શરીફે બીજી જગાએ ફરમાવ્યું કે ખુદા-તઆલાએ તમારી શોભા માટે જમીન અને સમુદ્રમાં જાત જાતના ખઝાના રાખી મુકયા છે. આ વાતોએ મનુષ્યને વહાણવટા તરફ અને ખનીજની શોધખોળ તરફ દોર્યું. આ સર્વ ખરૂં, છતાં પણ જગતનો મોટો ભાગ ગરીબી અને મુફલીસીમાં સપડાએલો છે. તેનું કારણ એ કે કેટલાક લોક ઉમદા શકિતઓ લઇને આવતા નથી અને કેટલાક પર કંઇને કંઇ આફત આવી પડે છે. ગરીબી તો એક જરૂરી વસ્તુ છે. પણ ગરીબો અને મુફલિસોને કમહિમ્મત થતા અટકાવવા અને તેમનામાં કાર્યની પ્રેરણા ઉત્પન્ન કરવા ઇસ્લામે ગરીબી અને નાદારીને એક દોષ ઠેરવ્યો નહિ, પણ પયગમ્બરો (અ. સ.) ના ઇમ્તેયાઝનો (સામાન્ય જન સમુહથી જુદા પડવું) તેનો એક પ્રકાર ઠેરવ્યો.

મેં હમણાંજ કહ્યું હતું કે જગતે કેટલાક મનુષ્યના વર્ગને ઉન્નતિ પ્રાપ્ત કરવામાં અડચણો પેદા કરી દીધી હતી. મુખ્યત્વે કરીને સ્ત્રી વર્ગ અને ગુલામ વર્ગ એવી મુસીબતોમાં સપડાએલો હતો. આં હઝરત મોહંમદ મુસ્તફા ( સ. અ. વ. ) ના સમયમાં સ્ત્રીઓ પડતી અને બે આબરૂના ખાડામાં હતી. ઇસ્લામ આવ્યો અને તેણે એમને એ દુર્દશામાંથી કાઢી એમના ખરા રહેઠાણે ઉભી કરી દીધી. ઇસ્લામ પુર્વે સ્ત્રી એક હાથમાંથી બીજા હાથમાં બદલી શકાય એવી પુંજી ગણાતી હતી અને ઘરમાં તેની સ્થિતિ એક લોંડી જેમ હતી. કુરઆન શરીફે મરદની સામે તેને એવા એવા હકો આપ્યા કે જે મરદને સ્ત્રીના મુકાબલામાં મળેલા હતા. આ પણ

જાહેર કરવામાં આવ્યું કે, એમાં બુદ્ધિમય, આત્મિક અને નૈતિક શક્તિઓ તેવીજ છે કે જેવી એક પુરૂષમાં છે. સ્ત્રીઓ પણ પુરૂષો પેઠે પ્રાણ ધરાવે છે, હા પણ એમાં શંકા નથી કે એમનો સંબંધ નિર્બળતા અને કોમળતા સાથે છે અને તેથી કોઇને કોઇ બાબતમાં મરદ એના પર શ્રેષ્ટતા ભોગવે છે. જેમકે મરદજ એનો ધણી અને રક્ષક છે. પણ સ્ત્રી પણ કેટલીક એવી ખુબીઓની માલિક છે, કે જે મરદો પાસે પણ નથી. તેથી કુરઆનેશરીફે ફરમાવ્યું કે દરેક જાતિને માટે કાર્યનું મેદાન ખુલ્લું છે. તેથી સ્ત્રી હો કે પુરૂષ દરેક સત્કાર્યોમાં હરિફાઇ કરવાની કોશીશમાં રહે તો તે યોગ્ય છે. હું હમણાં મારા શબ્દને રદ કરવામાં આવશે એવા ડરનો ત્યાગ કરી એક શબ્દમાં કહેવાની હિમ્મત કરૂં છું કે, ચાલુ સંસ્કૃતિથી સ્ત્રી વર્ગને જે કંઇ પ્રાપ્ત થયું છે તે તે વાતોનો એક નજીવો પડછાયો છે કે જે કુરઆનેકરીમ અને ઇસ્લામના સ્થાપક હઝરત મોહંમદ (સ. અ. વ.) ની મદદથી તેમને મળેલી છે.

ગુલામી વિષે આટલું કહેવું બસ થશે કે ઇસ્લામે જુની ઢબની ગુલામીને એકદમ બંધ કરી દીધી. માત્ર યુદ્ધના કેદીઓને ગુલામીની ગણતરીમાં રાખ્યા કેમકે એ યુદ્ધને પુર્ણ કરવાનો એક ઉત્તમ રસ્તો હતો. પણ ઇસ્લામે એ ગુલામો કે યુદ્ધના કેદીઓ સાથે એવી એવી વર્તણુંકની ગોઠવણ કરી કે જેથી એ ગુલામોની ઝિંદગી પ્રથમ કરતાં ઘણીજ સુખકારક બની ગઇ. જે લોકો પહેલા પ્રકારના ગુલામ હતા, તેમના છુટકારા માટે આં હઝરત ( સ. અ. વ. સલમે ) દરેક પ્રકારની ગોઠવણ કરી. જેમકે ગુલામને મુક્ત કરવો એ કાર્ય એક મહાન પુણ્યનું કર્મ અને પહેલાંના દોષો માફ થવાનું સાધન ઠેર-વવામાં આવ્યું. ગુલામોના છુટકારા માટે ફંડો પણ ભેગાં કરવામાં

આવ્યાં અને ખજાનાનો એક ભાગ એમને માટેજ વકફ કરવામાં આવ્યો. આ સર્વ વાતોનું પરિણામ એ આવ્યું કે, જુના સમયની ગુલામીને મૃત્યુ પામતાં આં હઝરત ( સ. અ. વ. સલમે ) પોતાની ઝિંદગીમાંજ જોઇ લીધી.

એ સમયમાં બદનની પવિત્રતા, ખાસ કરીને ખ્રિસ્તિ દેવળોની કેળવણીમાં એક જુદું કાર્ય ગણવામાં આવતું હતું! પણ કુરઆને ફરીમે એજ શારિરીક પાકીને ખુદાની નજરમાં વહાલી હોવાનું વર્ણન કર્યું.

આ બુદ્ધિને પણ આશ્ચર્ય પમાડે એવો ખુદાઇ સંદેશ તે મહાન જગપાળ ખુદાની તરફથી અરબ જેવા સુકા, વેરાન અને પત્થરીલા પ્રદેશમાં કૃપાના અભ્રના ટીપાં માફક વરસ્યો. તેણે અરબની જડબુદ્ધિ અને અંધકારને એકદમ દુર કરી દીધાં. જો કે એમ તો તે સમયે દરેક સ્થળનાં મનુષ્યોનાં ગળાં એ જહાલત અને અંધકાર ઘુંટી રહ્યાં હતાં, પણ અરબજ મુખ્ય કરીને એના તીરના ભોગ થઇ રહ્યા હતા.

આં હઝરત ( સ. અ. વ. ) ના આ શબ્દો કે “ ઉતલેબુલ ઇલ્મા વલવ કાના બિસ્સીન ” એટલે ઇલ્મની પ્રાપ્તિ અર્થે ચીનમાં પણ જા, એણે અરબોના મુસાફરીના શોખને નવો જોશ આપ્યો. એમ તો અરબ લોકો પ્રથમ પણ મુસાફરી કરનારા હતા અને આ ઇર્શાદ સાંભળ્યો એટલે તો તેઓ પૃથ્વીના ચો ખુણામાં પ્રસરી ગયા. જે જે સ્થળો વિદ્યાના ચિહ્નો રાખી રહ્યા હતાં, તે તે સ્થળો અરબોની મુસાફરીના ખાસ સ્થાન બની ગયાં. યુનાની વિદ્યાકળા અને સંસ્કૃતિની બાકી રહેલી નિશાનીઓ ખ્રિસ્તી દેવળોની ગુપ્ત જગાએથી બહાર આણી તેને નવી રોશની બખ્શવામાં આવી, હાલની નવિન વિદ્યા-

કળાનો આરંભ કોન્સ્ટેન્ટિનોપલના વિજયથીજ થયો. દરેક દેશમાંથી આલેમ આલિમો બોલાવીને સરકારી મદ્રેસા અને કોલેજોમાં શિક્ષણ અર્થે નીમવામાં આવ્યા. શાળાઓ, કોલેજો અને પ્રયોગશાળાઓ ખોલવામાં આવી. તે સમયની દુનિયાના સર્વ વિદ્યાર્થીઓ તેમાં શિક્ષણ પ્રાપ્ત કરવા ભેળા થયા. એ પાઠશાળાઓમાં ફક્ત શિક્ષણનીજ વ્યવસ્થા હતી એટલુંજ નહિ પણ ઇસ્લામી રાજ્ય તરફથી વિદ્યાર્થીઓના ખોરાક, પોશાક અને રહેઠાણનો પણ બંદોબસ્ત કરવામાં આવતો. વળી અરબ સાયન્સદાનોએ હાલની નવિન શોધ ખોળના એવા એવા માર્ગો કાઢ્યા કે જેના ઉપર આજે ઇલ્મી તત્વોના ભેદો ખોલવાની કળા ચાલી રહી છે. આ કાર્યોના ખુલાસામાં દળદાર પુસ્તકો લખી શકાય છે અને એ વાતો વધુ પ્રમાણમાં **મુસ્લિમ મિશન વોકીંગ ઈંગ્લાસ્તાનના અંગ્રેજી માસિક ઇસ્લામીક રીવ્યુની કલમ નીચે** આવી ગઈ છે. પણ હું એકજ વાકયમાં આપને બતાવી આપું છું કે અમારી નવિન સંસ્કૃતિની જુદી જુદી બાબતોનો આરંભ પણ અરબોથીજ થયો. આજે પણ પાશ્ચાત્ય દેશોના સંગ્રહસ્થાનોમાં અરબી કારીગરી અને કળાના આશ્ચર્યચકિત નમુના દ્રષ્ટિગોચર થાય છે, જે જોનાર પાસેથી વખાણ અને તારીફ કરાવતાં ચુકતા નથી. મતલબ કે ટુંકમાં એટલુંજ કહેવું જોઇએ કે હાલની સંસ્કૃતિનો આરંભ કરવામાં ઇસ્લામે મુખ્ય અને મોટો ભાગ ભજવ્યો છે. હવે હું આપ સાહેબોને વિનવું છું, કે આપ પણ એ બાબતો પર વિચાર કરો કે જે ચાલુ સંસ્કૃતિ અને સુધારાના પાયારૂપ છે. હું આપને ખાતરી આપું છું, કે કોઇ પણ વાત એમાંથી આપને એવી નહિ મળે કે જે કુરઆની શિક્ષણના તાબામાં ન હોય. જેને મેં ટુંકમાં આપ સાહેબોની સામે બયાન કરી, જ્યારે ઇસ્લામના કેટલાક કાનુનો પર ચાલી યુરોપે ઉન્નતિ પ્રાપ્ત કરી, તો પછી અમે જગતના બાકીના

આમને ઇસ્લામ તરફ બોલાવીએ અને ઇસ્લામની નૈતિક, આત્મિક અને બુદ્ધિમય બરકતો નીચે લાવવાની કોશીશ કરીએ તો તે માનવ જાતની એક ઉત્તમ પ્રકારની સેવા થશે, આ પણ એક કારણ છે કે દુનિયાને અને ખાસ પશ્ચિમ વાસીઓને ઇસ્લામનો સંદેશ પહોંચાડવા ખાસ આવશ્યકતા છે, શું, હું આ પ્રસંગે મારા મુસલમાન ભાઇ-ઓને એક અરજ કરી શકું છું, કે તેઓ અન્યને ઇસ્લામ તરફ બોલાવે તે પુર્વે પોતાના નફસના હિસાબ લે અને સર્વથી પહેલાં પોતાના ઘરને જોઇ લે કે તેઓ જે નુર કે પ્રકાશ તરફ અન્યને બોલાવે છે શું તે પોતે પણ એ પ્રકાશથી પ્રકાશિત છે અને શું ઇસ્લામી ડંકો પોતાની ઝિંદગીથી જાહેર થાય છે ?

આજે ઇસ્લામી આલમ પર એક જાતનું મૃત્યુ છવાએલું છે, એમાં શક જેવું નથી, કે બીજાઓનો જાંગી જોઇને દબાવ પણ એનું એક કારણ છે, પણ અમારે પોતે પણ અમારી ઝિંદગીનું અવલોકન કરવું જોઇએ અને એ વાતને જોવી જોઇએ કે અમે કુરઆની કાનુનોને કેવી રીતે ત્યાગી રહ્યા છીએ ?

શું એવો ધર્મ કે જે આવા અત્યુત્તમ કાયદાઓનું શિક્ષણ આપતો હોય અને સત્ય અને ખરી રીતે માનવી જાતને સુધારા અને ઉન્નતિના ધોરી રસ્તા પર લઇ જતો હોય, અને યોગ્ય છે કે લોક અને ઇસ્લામના શત્રુઓ એવો વાંધો કાઢે કે એ પોતાના અનુયાયી-ઓમાં પશુવૃત્તિઓ ઉત્પન્ન કરે છે ! કદી નહિ બલ્કે ઇસ્લામ મનુ-ષ્યની પશુવૃત્તિઓ પર માણસાઇનો પોશાક પહેરાવવા અને ક્રુરતા અને નિર્દયતાથી કાઢીને મનુષ્યને આસ્માની રૂહાનીયતમાં પહોંચાડવા પેદા થયો છે; અને સત્ય તો એ છે કે ઇસ્લામે એમાં વિજય મેળવ્યો. હું ખાતરીથી માનું છું કે આરંભમાંજ દરેક ધર્મ એજ

હેતુને લઇ ઉભો થએલો પણ ઇસ્લામનેજ એ વડાઇ પ્રાપ્ત થઇ છે કે તેણે એ હેતુઓ સંપાદન કરવા કાનુનો ઘડયા અને એક સંભાળ પુર્વક રસ્તો નક્કી કર્યો. ઇસ્લામે એ બાબતમાં કેટલાક ઉપદેશો, શીખામણો અને નૈતિક બાબતો પરજ સંતોષ પકડયો છે એટલુંજ નહિ પણ કુરઆને કરીમે એ તમામ વાતોને ઘણીજ સુંદર રીતે વર્ણવી ઐતિહાસીક બનાવો પણ દાખલા સાથે રજુ કર્યાં છે, એ બનાવોને કુદરતના દરયોની રોશનીમાં ખુલ્લા કર્યાં. કુરઆને મનુષ્યનાં દીલ અને દીમાગને પુરી રીતે પારખ્યાં અને તેમની ખામી તથા ખુબી અમારા ઉપર જાહેર કરી. પછી એવા માર્ગ પણ દર્શાવ્યા કે જેનાથી અમારી આત્મિક અને નૈતિક સુધારણા સાથે ઉન્નત્તિ પ્રાપ્ત થાય. બસ, હું આ સ્થળે ફકત એકજ વાત કહીશ.

એનાથી ઉપરની વાતો પણ પ્રાપ્ત થશે અને માણસને શહેરી-પણું છોડીને જંગલમાં પણ જવાનું નહિ થાય આ અવશ્યનું નથી કે એક માણસ પોતાની નૈતિક અને આત્મિક ઉન્નતિ માટે દુન્યવી ઝિંદગીનો ત્યાગ કરે પણ એનાથી ઉલટું એક માણસ સર્વે માનુષી ફરજો જગતના વહેવારો અને શારીરિક જરૂરતોનો સંબંધ રાખી તેને પૂર્ણ કરવા સાથે પણ આત્મિક ઉન્નતિના ઉંચા શિખરે પહોંચી શકે છે. પણ તે એક શરત ધ્યાનમાં રાખે કે પોતે ઇસ્લામી કાનુ-નોનો શાબ્દિક અને આર્થિક અમલ કરનાર હોય.

કેટલાકોએ મનુષ્યને સત્ય રીતે એક ભકત સૃષ્ટિ બયાન કરેલી છે. જો અનિષ્ટ ઇચ્છાઓ તેના ઉપર જય ન મેળવે તો સ્વાભાવિક તેમાં ખુદાતલબીનું તત્વ છે. ઇસ્લામે એજ હકીકતને સામે રાખી અને ખુદ ખુદાનેજ તેની તાબેદારી કરવાનો નમુનો બનાવ્યો. તેથીજ ઇસ્લામે આજ્ઞા આપી કે મનુષ્ય પોતામાં ઇલાહી ગુણો પેદા કરે અને પોતાની જાતને રબ્બાની રંગમાં રંગે.

જો કે જાહેરમાં તો એ કામ અતિ કઠણ છે. પણ ઇસ્લામે પોતાના સહેલા અમલી રંગમાં એને રજુ કર્યું છે. ઇસ્લામના સ્થાપક હઝરત (સ. અ. વ. સલ્લમે) આજ્ઞા આપી કે મનુષ્ય દરેક કાર્ય કરતી વખતે ખુદાને યાદ કરે અને તેને માટેજ ઉત્તમથી ઉત્તમ તે યાચના કે દુઆ અમને શીખવાડવામાં આવી કે જે મેં લેકચરની શરૂમાંજ પઢી હતી.

જેમ કેટલાક સમઝે છે તેમ નમાઝ એ કેટલાક શબ્દોનું રટણુ કરવામાં યા કેટલીક શારીરિક મહેનત કરવામાં પૂર્ણ થતી નથી અને એવીજ રીતે તસ્બીહ કે માળાના કેટલાક દાણા પર અલ્લાહનું કોઇ નામ રટણુ કરવાનું કાર્ય એ તેનો જાપ નથી. બેશક અમારે નમાઝમાં કોઇ પણ જાતની સૂરત તો ધારણુ કરવીજ પડે છે, કે જે અમારા અંતરના ઉભરાઓનો આઇનો બની શકે. પણ અહિં યાદ રાખવું જોઇએ કે જો કે એ જાહેરની રીત અને બનાવટ નમાઝનો ન છુટો પડી શકે એવો ભાગ છે, પણ એનાથી નમાઝની ખરી સ્થિતિ જાહેર થઇ શકતી નથી. જેમકે ખુદ કુરઆને કરીમે ફરમાવ્યું છે કે—'નમાઝ વખતે પૂર્વ કે પશ્ચિમ તરફ મોઢું ફેરવી લેવું એ નેકીની કોઇ મોટી દલીલ નથી.' જો કે આલમગીર સંપનો હેતુ નમાઝમાં અમારાં મોઢાંને મકકએ મોઅઝઝમા તરફ ફેરવી દે છે અને એ સિવાય બીજા હેતુઓ પણ હોય છે, પણ નમાઝની હકીકત તો એ છે, કે તે પવિત્ર જાતના ગુણો અમારી સામે રાખીએ, કે જેનાં પાક નામ અમે નમાઝમાં રટીએ છીએ.

અમારે માટે આવશ્યક છે કે અમે દુનિયાનાં ખુદાઇ કામોનું અવલોકન કરીએ અને પોતાનાં માનુષી કૃત્યોનો તેની સાથે મુકાબલો કરીએ અને પછી જોઇએ, કે અમારાં કાર્યો, ખુદાઇ કાર્યો સાથે

ક્યાં સુધી મળતા આવે છે ત્યારપછી તેના દરબારમાં યાચના કરીએ કે તું અમને નેક પ્રેરણા દે કે જેથી અમે અમારી નિર્બળતા પર ફતેહ મેળવીએ અને તારા રસ્તાઓ પર ચાલતા થઈએ. ઇસ્લામી નમાજનો હેતુ પણ એજ છે અને તે ઉચ્ચમાં ઉચ્ચ માનુષી આજીજીનો એક ઉત્તમ પ્રગટ માર્ગ છે.

ઇસ્લામી નમાઝના આરંભના શબ્દોજ ખુદાતઆલાના ઉત્તમ ગુણોનું વર્ણન કરે છે. રબ્બુલ આલમીન એટલે સર્વ સૃષ્ટિનો સૃજનહાર અને કવમી, વર્ણી વગેરે ભેદ ભાવ વિના સર્વનો પાળનાર. એવો દયાળુ માલિક કે જે રહેમાન છે અને જેની કૃપા વૃષ્ટિઓ દરેક પર ભેદ ભાવ વિના સરખી રીતે થઇ રહેલી છે, જો કે અમે તેના હકદાર પણ ન હોઇએ. રહીમ છે એટલે અમારી મહેનતનું ફળ શ્રેષ્ટ રીતે અર્પી રહેલો છે. માલિકે યવમિદ્દીન એટલે પાપ અને પુણ્યના દિવસનો માલીક છે. મુક્તિ તેનાજ હસ્તમાં છે, જે ધણી ખરી વેળા અમારા દોષોને માફ કરી દે છે અને શિક્ષા કરે છે તો તે પણ અમારીજ સુધારણા અર્થે.

ખુદાને પ્રસન્ન કરવાનો એજ રસ્તો નથી, કે તેની સ્તુતિના ગીત મોટે સાદે ગાવામાં આવે અથવા બંદગી વખતે તેની તારીફનું રટણ કરવામાં આવે. સત્ય બંદગી અને ખરી ભક્તિ તો જેમ સુરએ ફાતેહાના અર્થમાં જાહેર થાય છે તેમ એ છે કે મનુષ્ય તેની પસંદ કરેલી વાટ પર ગામઝન (ચાલવું તે) થાય. અને પોતાની ઝિંદગી ખુદાઇ બીબામાં ઢાળી લે. ઇય્યાકા નાઅબોદો વ ઇય્યાકા નસ્તઇન તારીજ બંદગી કરીએ છીએ અને તારાથીજ મદદ માગીએ છીએ. જાણે અમે એ વાતની કબુલીએ છીએ કે અમે અલ્લાહના ખાદિમ (સેવક) છીએ. તે અલ્લાહ કે જે રબ્બુલ આલમીન, રહમાન

રહીમ અને માલેકે યવમીદ્દીન છે. અમે એ હેતુથી એની મદદ માગીએ છીએ કે તે અમને સીધો પંથ બતાવે અને તે લોકોના પંથ કે જેમણે પોતામાં ખુદાઇ ગુણો પેદા કરી નેકીના રસ્તા પર પચીણ કર્યું. જો અમે આવી રીતે ખુદાને યાદ કરીએ નહિ તો તે એક જાતનો ખેલ ગણાશે. કોઇ પણ માણસ ઉપરની જરૂરતોને ઓછી કરી શકતો નથી. આ દૃષ્ટિ કોણથી જે શ્રેષ્ટતા ઇસ્લામી નમાઝને પ્રાપ્ત થઇ છે તેની ઉપર કોઇ કંઇ પણ વાંધો લાવી શકતો નથી. નૈતિક અને આત્મિક બીબામાં ઢળવાનું એ એક ઉત્તમ સાધન છે, કે માણસમાં એ ઇલાહી ગુણો ખોળીઆ પેઠે કાર્યના રૂપમાં એનાથી પેદા થઇ જાય છે. ઇસ્લામી નમાઝ જે વસ્તુ ચાહે છે તે જો કે અમારામાંના કેટલાકની ઝિંદગીની ઢબ અને કાર્યની રીતથી પુરી થઇ શકતી નથી, પણ તેમની કાર્ય શકિતની નિર્બળતા નમાઝની હકીકતથી ખાલી નથી અને તેથી એ નિર્બળતાને લઇ નમાઝ પર કોઇ જાતની ટીકા થઇ શકતી નથી કે તે નમાઝના દરજ્જાને ઘટાડી શકતી નથી. આપણે તો એ જોવું છે કે જો કોઇ ભક્તજન તે વાતોમાં રંગાઇ જાય કે જે વાતો તરફ ઇસ્લામી નમાઝ લઇ જાય છે તો પછી તેની ઝિંદગી કેવી અત્યુત્તમ બની જશે !

જો લોકો ખરેખરી રીતે રબ્બુલ આલમીન ખુદાના પુજારી થઇ જાય તો શું આ બની શકે છે, કે પછી કવમી અને વર્ણી ભેદ ભાવ રહેવા પામે ? જો લોકો સાચા દીલથી ખુદાને રહમાન કબુલ કરી લે તો પછી મુફલસી અને ગરીબી એકદમ જગતમાંથી નાશ પામે અને અમે ખુશીની સાથે અમારી દોલત બીજાઓના લાભ માટે વાપરતા થઇ જઇએ. જો અમે મજુરોની મજુરી ચૂકવતી વખતે અથવા કોઇની મહેનતનો બદલો આપતી વખતે તે

રહીમ ખુદાને સામે રાખીએ કે જે અમારી મહેનતના બદલામાં સેંકડો ગણું આપે છે, તો પછી શું આ બની શકે છે કે માલ દોલતની ભયાનક લડાઇ કે જે અત્યારે ચાલુ છે તે કાયમ રહી શકે?

ઠીક, જો અમે એટલા બધા ઉંચા આશય રાખી શકતા નથી તો ઓછામાં ઓછો માલેકે યવમિદ્દીનનો નમુનો તો સામે રાખીએ. જગત સાથે વ્યવહાર અને લેવડ દેવડમાં ન્યાયથી વર્તીએ, અન્યના દોષોને માફ કરીએ અને જો સજા દેવી હોય તો તે પણ એજ હેતુને ધ્યાનમાં રાખી દઇએ કે જેમાં તેના દોષની સુધારણા થાય એટલે શિક્ષા આપતી વખતે તેના હિત અને ભલાઇને નજર સામે રાખીએ અને તેમાં જાતી બદલો કે વૈરવૃત્તિનો અંશ માત્ર પણ ન હોય.

હવે ભલા શ્રોતાજનો આપજ ઇન્સાફ કરો કે કોઇ સમજદાર માણસ એવી નમાઝ પર ટીકા કરી શકે છે, કે જે નમાઝનો હેતુ ફકત એ છે કે નમાઝીને મનુષ્યની સેવા કરવા પ્રેરે? જો ઇસ્લામી નમાઝ પર મનુષ્ય જાત અમલ કરતી થાય અને આ સુચનાઓને ધ્યાનમાં રાખે તો આ કહેવું અતિશયોક્તિ નહિ ગણાય કે પૃથ્વી પર મનુષ્ય જાત નહિ હોય પણ ફિરિશ્તા હશે. જો એવી નમાઝનો ખરેખરો હેતુ એજ હોય કે મનુષ્ય નમાઝમાં પોતાની જાતનું અન્ત-લોકન કરે અને આ વાતોનો હિસાબ કરે કે પોતાનાં કાર્યો ક્યાં સુધી ખુદાપાકની ઇચ્છાને તાબે છે કે જેની તરફ ઇસ્લામી નમાઝના ઉપર જણાવેલા ગુણો ઇશારો કરે છે, તો મારૂં અંતર ચાહે છે કે પાંચ વખત છોડીને પચાસ વખત નમાઝ પઢું તે પણ ઓછીજ છે! મને ખબર છે, કે આજકાલની કારોબારી ધમાલ અને ખાસ કરીને જ્યાં અઠવાડીઆમાં એકજ દિવસ ખુદાની ભકિત

માટે મુકરર છે ત્યાં આ વાતો શી રીતે ગ્રહણ કરાવી શકાશે એમ કેટલાકને શંકા થઇ આવશે, પણ હું કહું છું, કે જ્યારે પણ ઇસ્લામી માન્યતાઓ પોતાની અને સહેલાઇથી ત્યાં મનપસંદ થઇ જશે તો પછી આ બધીજ અડચણો ઇન્શા અલ્લાહો તઆલા દૂર થઇ જશે. આથી તબ્લીગ કાર્યમાં અમારે તે આજ્ઞાઓની તાબેદારી કરવી જોઇએ કે જે આકાએ નામદાર હઝરત નબીયે કરીમ ( સ. અ. વસલ્લમે ) મઆઝ બિન જબલ (ર. અન્હો)ને યમનના ગવર્નર બનાવતી વખતે આપી હતી.

જે પાઠ આ પાંચ વખતની નમાઝમાં એક મુસલમાનને મળે છે તેને વધારે સ્પષ્ટ કરીને તે ઉપર અમલ કરવા જુમાને દિવસે ખુત્બામાં એક અવાજ આપવામાં આવે છે.

'ઇન્નલ્લાહ યામોરોકુમ બિલઅદલે વલએહસાને વ ઇતાએ ઝિલકુર્બા વ યન્હા અનિલફહશાએ વલમુન્કરે વલબગયે.'

ઓ મુસલમાનો અલ્લાહ તમને આજ્ઞા આપે છે કે તમે ઇન્સાફ કરો, પોતાનો હક લો અને અન્યનો હક તેમને આપો, સારી રીતે વર્તો, જે તમારી મદદના હકદાર ન હોય તેમને પણ મદદ કરો અને બીજાઓ સાથે પણ એવીજ રીતે વર્તો કે જેવી રીતે તમે તમારાં સગાં અને સંબંધીઓ સાથે વર્તો છો. આ ત્રણ ઉત્તમ પ્રકારની નેકીઓની હિદાયત આપ્યા પછી અલ્લાહ પાક એ આયતે કરીમાના છેવટના ભાગમાં અમને તે દરેક પ્રકારની બદીઓથી દૂર રહેવા ફરમાવે છે કે જે અમારી જાત, અમારા પાડોશી અથવા એક જન્મભૂમિના માણસો અને અમારા દેશ માટે નુકસાનકારક હોય. આ બદીઓમાંથી છેવટની બદી બળવો છે એટલે કે એક મુસલમાને કોઇ એવું કામ ન કરવું જોઇએ કે જે દેશના કાનુનોથી ઉલટું

હોય. હું આ સવાલ કરવાની હિમ્મત કરૂં છું, કે શું કોઇ પણ માણુસ ખુદા, ધર્મ કે નીતિના નામે આવું શિક્ષણ બતાવી શકે છે? કે જે સુરએ ફાતેહા અને ઉપરની આયતમાં આવી ગયું છે? મતલબ કે આ વિષે એનાથી વધુ વિવાદ કરવાની જરૂર નથી. મનુષ્ય જાતનો જે લાભ એ શિક્ષણ સાથે જોડાએલો છે તે સ્પષ્ટ છે. પણ શું હું આ પ્રસંગે મારા મુસલમાન ભાઇઓને પુછી શકું છું, કે તેઓ વિચાર કરીને પોતાના કાર્યોનો અભ્યાસ કરે અને મને બતાવે કે ઇસ્લામી શિક્ષણે કયાં સુધી તેમનામાં અસર કરી છે? શું તેમણે કુરઆની શિક્ષણને પોતાની જિંદગીને દોરનાર બનાવ્યું છે? શું તેઓ તે આજ્ઞાઓ પ્રમાણે ચાલે છે કે જે દરેક જુમાએ તેમને સંભળાવવામાં આવે છે? જો તેઓ તે પ્રમાણે વર્તે છે તો પછી કયું કારણ છે કે તેમની કવમી ઝિંદગી એક મૃત્યુ સમ થઇ પડી છે? કયું કારણ છે કે ગરીબી, નાદારી, પડતી અને બેચેની તેમના કુટુંબોને કુટુંબો પર સત્તા ચલાવી રહી છે? જો મારા મુસ્લિમ બંધુઓ ખુદાઇ ગુણો ધરાવતા હોય તો શું તેમની આવી સ્થિતિ થઇ શકે છે? છેવટે ઝકાત તો એજ હેતુ લઇને ઠરાવવામાં આવી હતી. એક માણુસ મુસલમાન થતાંજ ઝકાતનો પાબંદ થઇ જાય છે. પણ શું અમે એ આજ્ઞાને કાર્યના રૂપમાં માન આપીએ છીએ? જો અમારી ચોતરફ ગરીબી, નાદારી અને પડતી ઘેરો ઘાલી બેઠી છે તો તે અમારા કાર્યોનુંજ પરિણામ છે. જો અમે આજે ખુદાઇ ગુણોથી રંગાઇ જઇએ અને તેના તાબામાં ચાલીએ તો એ બધી વાતોનો નાશ થઇ શકે છે, અન્યોને ઇસ્લામનું નોતરૂં આપતાં પહેલાં અમાર અમારી જાતનીજ સુધારણા કરવી જોઇએ અને સત્ય પણ એજ છે કે અમારા શબ્દો નહિ પણ અમારા કાર્યોજ ઇસ્લામના પ્રચારમાં ઉચ્ચ સ્થાન ભોગવે અને

કેમકે આપણે અત્રે ઇસ્લામના પ્રચાર અર્થે ભેગા મળ્યા છીએ, તેથી યોગ્ય છે કે હું આ પ્રસંગે એક નસીહત આપ સાહેબોને કહું. કહેવત છે કે સખાવત સવથી પહેલાં ઘેરથીજ શરૂ થવી જોઇએ. તેમ અમે કુરબાની ધર્મ પ્રથમ મુસલમાનોનેજ બતાવીએ અને કેટલાક નામના મુસલમાનોને કામના મુસલમાન બનાવવાને તથા તેમને ઇસ્લામી આજ્ઞાઓ પર ચાલવાની તરગીબ આપીએ.

હવે ઇસ્લામની આત્મિક ઉન્નતિ વિષે કંઇક કહેવા માગું છું. આત્મિક શક્તિ તેજ વખતે પુરી ખુબી સાથે જાહેર થાય છે કે જ્યારે મનુષ્યના બોલો અને કાર્યોમાં ખુદાઈ ગુણો પુરી રીતે શામિલ થાય અને સંપૂર્ણ રીતે તેમાં રબ્બાની રંગ પ્રવેશ કરે. આ વાત ત્યારેજ શક્ય છે કે જ્યારે અમે ઉત્તમ ગુણો પર કાર્ય કરતા થઇએ. પણ આ વાત ભૂલવી ન જોઇએ કે ઉચ્ચ ગુણોની જડ કુરબાની કે બળીદાન છે. જો અમારે ખુદાઇ ગુણો પ્રાપ્ત કરવા હોય તો અમારી નિશદીનની ઝિંદગી કુરબાની કે બળીદાનથી કોરી રહેવી ન જોઇએ. અન્ય ધર્મોએ તો ખુદાઈ ગુણો પ્રાપ્ત કરવા અર્થે સંસાર ત્યાગ અને તપ જેવા રસ્તા બતાવ્યા છે, પણ ઇસ્લામે એ વાતોને યોગ્ય ગણી નહિ, કારણ કે સંસારત્યાગ અને સંન્યાસથી તો અમે અમારા ભાઇઓને તે લાભોથી દૂર કરી દઇશું કે જેની શક્તિ અને લાયકાત ખુદાપાક તરફથી અમારામાં છે અને જે વડે અમે અન્યોને લાભ પહોંચાડી શકીએ છીએ. સંસાર ત્યાગ અને સન્યાસથી ઉલટું ઇસ્લામે ઇસ્લામી નિકાહનું કાર્ય નક્કી કર્યું છે કેમકે એથી અમારી જિંદગીના દરેક સમયે એવા એવા પ્રસંગો સ્વાભાવિક રીતે આવશે કે જ્યાં અમારે અમારી કુરબાની, બળીદાન કે છુટછાટનો ઉપયોગ કરવો પડે. જ્યારે એક મનુષ્ય લગ્ન કરે છે

તો તે ત્યારપછીની ઝિંદગી તે લોકોના લાભ અને હિત અર્થે વાપરશે કે જે તેના કુટુંબના વર્તુળમાં આવી ગયા હોય પછી ભલેને તે ગમે તેવો વજ્ર હૈયાનો હોય, પણ તેને તેના કુટુંબની જરૂરતોનો લાચારીએ પણ ખયાલ રહેશે, અને મનુષ્યમાં જે પ્રેમ અને દયાની વૃત્તિઓ પેદા કરવામાં આવી છે તેને ઉપયોગમાં લાવવાનું એક યોગ્ય અને પ્રથમનું સ્થાન ઘરની ચાર ભીંતો છે. કુરઆને શરીફે પણ લગ્નનો એજ હેતુ વર્ણવેલો છે અને ઇસ્લામના દુશ્મનો કહે છે તે હેતુ નથી કે નિકાહનો હેતુ કેટલીક વૃત્તિઓ સંતોષવાનો છે. એવી ઝિંદગીને સદવર્તનને પોતાના કુટુંબ સુધીજ ઘેરી રાખતી નથી, પણ કુટુંબ પછી અમને તે સગાસંબંધીઓ સાથે પણ એવોજ સારો વર્તાવ રાખવા લાચાર બનાવે છે કે જેમની સાથે બીબી કે માબાપના તરફથી અમારો સંબંધ જોડાયો હોય, અને એવીજ રીતે સદવર્તનનું વર્તુળ મોટું થતાં થતાં અમે અન્યો સાથે પણ તેજ પ્રમાણે વર્તીએ છીએ કે જેવી રીતે અમારાં બાળબચ્ચાં અને કુટુંબ સાથે વર્તીએ છીએ ખરેખર સદગુણોનો વિસ્તારની જડ નિકાહનો રિવાજ છે.

હું ખાતરીથી કહી શકું છું, કે કુરઆને કરીમ અને આં હઝરત મોહંમદ મુસ્તુફા (સ. અ. વ. સલ્લમે) અમને ઉચ્ચ ગુણોનો શ્રેષ્ઠ પાઠ શીખવ્યો છે. જેમકે પ્રેમ, તાબેદારી અને મહેરબાનીના બનાવોમાં કુરઆને કરીમે માબાપનો દરજ્જો, ખુદા પછી રાખ્યો. આં હઝરત મોહંમદ મુસ્તુફા (સ. અ. વ.) ની એક હદીસ શરીફ છે, કે 'જન્નત માના પગ નીચે છે.' બીજી હદીસ શરીફમાં ફરમાવ્યું કેઃ—'તમારામાં સર્વથી સારો તે માણુસ છે કે જે પોતાનાં માણુસો સાથે ઉત્તમ ચલણુ રાખતો હોય, અને તમારાં ઘરોમાં સર્વથી શ્રેષ્ઠ

દોલત નેક બીબી છે અને કુટુંબની રાણી અને સર્વથી ચઢીઆતી છે.' અન્યો સાથે સદવર્તન રાખવાના બાબમાં આં હઝરત (સ. અ. વ.) નું ફરમાન છે. કે 'તમારામાંથી કોઇ ત્યાં સુધી સાચો ઇમાનદાર બની શકતો નથી કે જ્યાં સુધી તે પોતાને માટે જે વસ્તુ પસંદ કરતો હોય તે પોતાના ભાઇ માટે પસંદ ન કરે 'સર્વ મનુષ્યો ખુદાનાં ઉત્પન્ન કરેલાં છે અને જે માણુસ તેની સૃષ્ટિની સર્વથી વધારે સેવા કરે છે તેજ તેની નજરમાં વધુ પ્રસન્નતા પ્રાપ્ત કરી શકે છે,'

મતલબ કે હું કુરઆન શરીફની ઘણી આયતો અને આં હઝરત (સ. અ. વ.) ની વિશેષ હદીસ શરીફો એવા પ્રકારની રજુ કરી શકું છું કે જેમાં ઉચ્ચ ગુણોનું શિક્ષણ આપવામાં આવેલું છે. આ કેટલીક આયતો અને હદીસ શરીફો જે મેં અત્રે રજુ કરી છે તે માત્ર એ હેતુથી કે આજકાલની વૈભવી વૃત્તિઓએ મનુષ્યના દીલ અને દિમાગ પર એવો કબજો કર્યો છે કે આવી મોટી મોટી પાયા રૂપ વાતો કે જેના ઉપર અમલ કરવાથી અમારા અંતરને સત્ય આરામ અને સંતોષ મળે છે, તેને લોકો પાછળ ફેંકી રહ્યા છે અને તે તરફ ધ્યાન પણ આપતા નથી અને આપમતલબીને દીલોમાં સ્થાન આપી રહ્યા છે. જ્યારે લોકોને વિલાસ વૈભવ અને આરામચેન પ્રાપ્ત થાય છેત્યારે તેઓ બાળકો સાથે માબાપને પણ વિસારી મુકેછે. એટલા સુધી કે પોતાનાં માબાપ અને પોતાની અવલાદ અન્યોના પંજામાં સપડાઇ જાય છે.

આ અવશ્યનું છે કે ઉપર દર્શાવેલા ઉચ્ચ ગુણો દુનિયાના માર્ગનો પ્રકાશ બને. જો ઇસ્લામે મનુસ્ય જાતને ખુશી અને આરામનો આવો ખઝાનો આપ્યો છે અને મેં વર્ણવી એવી બુદ્ધિમય

નૈતીક અને આત્મિક ખુબીઓ વધારનારી વાતો ઇસ્લામમાં છે અને સાથે સાથે અન્ય ધર્મોમાં એક સીમા સુધી આટલો બધો વિસ્તાર નથી તો જો આપ ઇસ્લામને તેના અસલી રંગમા પાશ્ચાત્ય જગતની સામે રજુ કરશો તો ઘણીજ ત્વરાથી ત્યાં ઠેર ઠેર ઇસલામજ નજરે પડશે એ આશ્ચર્યકારક બીના નથી.

' ઇન્નલ્લાહા યામોરોકુમ બિલઅદલે વલએહસાને વ ઇતાએ ઝિલ કુર્બા વ યન્હા અનિલફહશાએ વલમુન્કરે વલ બગયે.

એનાથી પુર્વે હું આ વાદ પુર્ણ કરૂં અને પશ્ચિમમાં ઇસ્લામના પ્રચાર અર્થે કેટલીક તજવીજો રજુ કરૂં યોગ્ય જણાય છે કે હું તે વાતોને કે જેનાથી ઇસ્લામ એક વિશ્વધર્મ અને કલ્યાણ અને ભલાઇનો મજહબ સિદ્ધ થાય છે, ટુંકમાં આપ સાહેબો આગળ બયાન કરૂં.

ઇસ્લામ એક અત્યંત સાદો, બુદ્ધિમય અને અમલ કરવા યોગ્ય ધર્મ છે. એનો સારાસાર હકકુલ્લાહ અને હકકુલએબાદ છે. હકકુલ્લાહ એટલે મનુશ્ય પર અલ્લાહના જે હકો છે તે અને હકકુલએબાદ એટલે એક મનુષ્યને આખા વિશ્વ સાથે કેવો સંબંધ રાખવાનો છે. તે બુદ્ધિહીન માન્યતા અને અર્થહીન ફિલસુફીનો એ સરવાળો નથી સાથે સાથે કેટલીક અયોગ્ય આંતરિક વાતોનો પણ એ ખજાનો નથી. ઇસ્લામના ખુદાએ એને કેટલાક કિસ્સા દાસ્તાન પુરાણ અને પોથીઓની નકામી વાતોથી કાઢી કાર્યરૂપી જામો પહેરાવ્યો. ઇસ્લામે ખુદાતઆલાને મનુષ્યની બુદ્ધિથી પણ ઉચ્ચ અને અદૃશ્ય વ્યકિત તરીકે ઓળખાવ્યો છે, પણ સાથે તેના એવા ગુણોનું ખાસ વર્ણન કરેલું છે કે જેની તાબેદારી કરવામાં માણુસની ખુબી અને ભલાઇ જાહેર થાય અને તેની ગુપ્ત ઉચ્ચ શકિતઓ ખુલ્લી થઇને બુરાઇનો જડમુળથી નાશ થાય છે.

ઇસ્લામના આગમન પુર્વે મનુશ્ય પશુપણાના દરવાજા પર હતું પણ એણે માણસને તે સ્થળે પહોંચાડવા ઇચ્છા રાખી કે જ્યાં આગળ ખુદાઇ ગુણોનો છાંયડો છે પણ ઇસ્લામે તો જન્મતાની સાથેજ કાર્યના પંથથી એ પાઠ આપ્યો છે અને આં હઝરત ( સ. અ. વસલ્લમે ) એ વિષેજ ફરમાવ્યું છે કે ' તમે ખુદાઇ ગુણો પોતામાં પેદા કરો. ' આ સંબંધે હું કહું છું, કે ઇસ્લામે મનુશ્યની લાગણીઓ અને વૃત્તિઓનો નાશ કરવાની ગોઠવણ કરી નથી, પણ એનાથી ઇસ્લામે તો એવા પાઠો આપ્યા કે મનુશ્ય માણુસાઇની ઉચ્ચ વૃત્તિઓ અને ઉન્નતિ પ્રાપ્ત કરીને ઉતમ સદગુણો અને આત્મિક બળની શિકલ ગ્રહણ કરી લે. ઇસ્લામની કેળવણી મનુશ્યની દરેકે દરેક વૃતિ અને વાંચ્છનાનો ઉપાય પોતામાં રાખે છે. સર્વથી પ્રથમ પાઠ ઇસ્લામે શીખવાડયો કે ખુદા એ આખા વિશ્વને પાળનાર છે અને સર્વ મનુશ્ય-જાત એ તેનું કુટુંબ છે અને તેની દરેક વ્યકિત ભાઇચારાની સાંકળમાં પરોવાએલી છે. જેના પર કોઇ પણ જાતની કવમી અને જાતી અસર ન થવી જોઇએ. ઇસ્લામે જાતી કવમી અને દેશીય સીમાને તોડી માત્ર પ્રમાણિકતા અને નેકીને મોટાઇનું કારણ ઠરાવ્યું. ઇસ્લામે તમામ ધર્મ સ્થાપકોને માનનીય ગણ્યા અને તેમના શિક્ષણ પર ઇમાન લાવવાની આજ્ઞા આપી. ઇસ્લામે સર્વે માઅબુદો ( જેની પુજા કરવામાં આવે તે ) ને કુવાકયના તીરથી બચાવ્યા, પછી ભલેને તે પુજય વ્યકિત ખુદા કે ખુદાનો અવતાર માનવામાં આવતી કેમ ન હોય, ઇસલામે મનુશ્ય જાતના પ્રેમને ઇમાનનો એક અંશ ઠરાવ્યો દાન અને ઝકાતના હકને કુટુંબ અને કબીલાની ચાર ભીંતોથી બહાર કાઢીને અન્યોને પણ તેનાથી ખાલી ન રાખ્યા. ઇસલામે મનુશ્યને ખુદા પાકના તરફથી તેને જે સર્વ વસ્તુંઓ પહોંચાડવામાં આવી કે તેના ખપમાં આવી છે તેનો અમીન

( જેને અમાનત સોપવામાં આવી હોય તે ) ગણ્યો સાચો મુસ-લમાન તે છે કે જે પોતાના સર્વ કામો સતા અને બળને ખુદાતઆલાની સેવામાં અર્પણ કરે અને અકાએ નામદાર હઝરત મોહંમદ મુસ્તુફા ( સ. અ. વ, ) ના કથનાનુસાર ખુદાની સેવા તે ખરા રૂપમાં મનુષ્યની સેવા છે. ઇસલામને સલાહ શાંતિથી પ્રેમ છે અને લડાઇ ઝગડાથી તિરસ્કાર છે અને કોઇ પણ કવમની પ્રખ્યાત અને પ્રચલિત વાતો કે જે મનુષ્યની ભલા-ઇની ખબર આપતી હોય તો ઇસલામ તેની ઇઝઝત કરે છે.

ઇસ્લામ એ રાજદ્રોહને રોકે છે અને કાનુનો અને પોતાના સમયના હાકેમની તાબેદારી કરવાની તાકીદ કરે છે. ઇસ્લામ મનુષ્યને તે સર્વ વાતોથી દુર રાખે છે કે જે પાડોશી અને સોસાયટીને નુકશાનકારક હોય. ઇસ્લામ નરમ, સુવાકય અને મીઠી વાણીનો ઉપદેશ આપે છે. ઇસ્લામ એવી દરેક મંડળીઓ કે કાવત્રાંખોરને કે જે અન્યોને હાની પહોંચાડનાર હોય, તિરસ્કારથી જુએ છે, ઇસ્લામે ન્યાય અને ઇન્સાફને સોસાયટીનો મુળ સિધ્ધાંત ઠરાવ્યો છે. જેમકે ફરમાવ્યું કે તમે ન્યાય અને ઇન્સાફ કરો અને એવું ન થાય કે કોઇની કવમી અદાવત તમને ઇન્સાફ કરતાં અટકાવે.

ઇસ્લામે અજ્ઞાનતાને તમામ બુરાઇઓનું મુળ ગણી છે અને વિદ્યા પ્રાપ્તિનેજ ફરજ ઠરાવી છે. ઇસ્લામે વિશ્વને ધ્યાનપુર્વક જોઇ તેમાંથી લાભકારક અર્થ અને વૈજ્ઞાનિક ભેદો જાણવાનો ઉપદેશ આપ્યો છે અને એ વાત પર જોર દીધું છે કે અમે વિશ્વની દરેક વસ્તુનો ખરો વપરાશ જાણી લઇએ. ઇસ્લામે લખવાં, વાંચવાની ભલામણ કરી છે, સર્વથી પહેલાં ઇસ્લામેજ જુના વિદ્યાના ખઝાના સામાન્ય જનસમુહના લાભાર્થે દેવળો અને મઠોથી બહાર આણ્યા

અને એવી રીતે જગતમાં વિદ્યાની વૃદ્ધિ કરવામાં તે એક મુખ્ય સાધન થયું. ઇસ્લામ પૂર્વે તો લોક એવું સમજતા હતા કે એ બદી તો મનુષ્ય સ્વભાવમાંજ ઓતપ્રોત છે અને એના નશીબમાં અચળ રીતે આવી ગઇ છે, પણ ઇસ્લામે વચન આપ્યું, કે મનુષ્ય સ્વાભાવિક રીતે નેકી અને ઉચ્ચ શક્તિઓ લઇને અવતર્યું છે. બદી સાથે નથી આવી, પણ માણસે અહીં આવીને ગ્રહણ કીધી છે.

ઇસ્લામ કાર્ય લઇને આવ્યું અને તેણે માણસની ગફલત અને સુસ્તીને દુર કરી તેને જાગૃત કર્યું. ઇસ્લામ પ્રયત્ન અને શ્રમની ભલામણ કરે છે અને એ સંબંધી કહે છે કે ખુદાની મહેરબાનીઓ તે વખતે ઉતરે છે કે જ્યારે માણુસ પોતે હાથ પગ હલાવે. ઇસ્લામ મનુષ્યમાં વ્યકિતગત જોખમદારીની મજબુત લાગણી ઉત્પન્ન કરે છે. ઇસ્લામે મહેનતનું નામ પ્રમાણિકતા રાખ્યું અને કામ કરવાને માનની નજરે જોયું છે, ઇસ્લામે રોજગાર, દોલત અને માલના ભારે ચળવળ કરી છે, પણ એ માટે નહિ કે મનુષ્ય એને પોતાના મોજશોખમાં વાપરે, પણ એટલા માટે કે તે એને મનુષ્યજાતના લાભાર્થે વાપરે, એજ કારણુથી ઇસ્લામે પવિત્રતા અને પોતાની કુવૃત્તિઓને કાબુમાં રાખવાના કાર્યને મહાન પુણ્ય ઠરાવ્યું. ઇસ્લામી કાર્ય અને વિચારની સ્વતંત્રતાની જુંબેશ ચલાવે છે. અને મતભેદોને એક કૃપા ઠરાવે છે. ઇસ્લામ શારીરિક તન્દુરસ્તીની વૃદ્ધિ અને આરોગ્યતાના નિયમોની તરફેણ કરી દરેક પ્રકારની ગંદી વસ્તુઓથી દૂર રહેવાનું શીખવે છે, શારીરિક અને માનસિક આરોગ્યતા માટે આખું જગત ઇસ્લામના આભાર તળે દબાએલું છે કે એણે શરાબ (દારૂ) ની મના કરી. શરાબ તો પ્રવાહી રૂપમાં એવું કાતિલ ઝેર છે કે જે મનુષ્યની સર્વ શક્તિઓને નાબુદ કરી દે છે,

પણ આ આશ્ચર્યકારક ઘટના છે કે ઇસ્લામ પૂર્વે કોઇ પણ સુધારકે એ તરફ ધ્યાન ન આપ્યું ? ટુંકમાં હું એ કહું છું કે ખુદાની આ છેલ્લી કિતાબમાં તે તમામ સત્યતાઓ અને સારી વાતો મવજૂદ છે કે જે ઇસ્લામની પહેલાં પણ મનુષ્ય જાતને આપવામાં આવી હતી. ઇસ્લામ હાલની યહૂદીયત ( જ્યુ લોકનો ધર્મ ) નો સુધરેલો આકાર અને ઇસાઇ ( ઈસા અ૦ ની ) કેળવણીની એક ચઢીઆતી સૂરત છે જ્યાં કંઇ પણ સારી વાત હતી તે ઇસ્લામમાં આવી ગઇ; અને હું કહું છું, કે ઇસ્લામનું કેટલુંક શિક્ષણ કેટલાક હિંદુ પંથોની એટલી બધી સમીપ છે કે તેવી નઝદીકી તેમને હિંદુ ધર્મના અન્ય પંથો સાથે નથી. આ વાતો મારા પોતાના તરંગો નથી તેમ એ મારા ભેજાનું પરિણામ નથી, પણ કુરઆનશરીફ અને હદીસશરીફોના આધારથી જે કંઇ મેં બતાવ્યું એ બધુંજ ઇસ્લામી શિક્ષણ છે.

જો ઇસ્લામમાં આ બધી ખુબીઓ સમાએલી છે અને એ દરેક દેશ અને કવમને યોગ્ય ઉત્પન્ન થયો છે તો શું એજ જરૂર આખી દુનિયાને નથી ? ! એના શિક્ષણ અને એની માન્યતા ઉપર કોઇ જીભ હલાવી શકે છે ? ! જો ઇસ્લામ પોતાની અસલ સૂરતમાં રજુ થાય અને એના સિદ્ધાંતો બુદ્ધિમય રીતે જેમકે કુરઆનશરીફે ફરમાવ્યું છે તેમ વર્ણવામાં આવે, તો શું કારણ છે, કે જગત અને ખાસ કરીને પાશ્ચાત્ય જગત એનો સ્વીકાર કરવામાં પ્રયત્ન ન કરે?

હું પશ્ચિમથી આવ્યો છું. હું મારા લોકોને જાણું છું. તેઓ પોતાના ચાલુ ધર્મથી કાયર થઇ ચૂકયા છે. તેઓ એવી ઢબનો ધર્મ ઢુંઢે છે, કે જેવો ઇસ્લામ છે. પશ્ચિમમાં જો કોઇ સમજદાર માણસ સાથે મુલાકાત કરવાનો તમને પ્રસંગ મળે અને તમે તેને ઇસ્લામની સત્યતા અને નેકીનું વર્ણન સંભળાવો, તો તે તમારાથી

મળતોજ થશે. બલકે એટલા સુધી કહી નાંખશે, કે આપ તો તે ધર્મનું વર્ણન કરી રહ્યા છો કે જે મારા અંતરનો ધર્મ છે. હું મારા આ બયાનની સત્યતામાં એક વાત રજુ કરૂં છું, ઇસ્લામ, પશ્ચિમમાં જાત જાતની જુઠી વાતો અને ગેરસમજના તીરનો ભોગ થઇ પડયો હતો અને એના વિષે ભુંડામાં ભુંડા વિચારો જાહેર કરવામાં આવતા હતા. શું જે ધર્મ તરફ લોકોના આવાં વિચારો હોય તે ધર્મના પ્રચાર અર્થે પંદર વરસની ટુંકામાં ટુંકી મુદ્દત ધાર્મિક ઇતિહાસમાં કંઇ મહત્તા રાખે છે? આટલા સમયમાં તો કેટલાકોને ઇસ્લામના નામથી પણ ઓળખ થઇ શકતી નથી? છતાં હું જોઉં છું, કે મુસ્લિમ મિશન વોકિંગ ઇંગ્લસ્તાને આ બધી વિરૂદ્ધ સ્થિતિના મુકાબલામાં એ સમયમાં એક આશ્ચર્યચકિત જય મેળવ્યો છે. એ મિશનના કારકુનોએ સર્વથી પહેલાં ઘણાં ધ્યાનપૂર્વક પશ્ચિમના બુદ્ધિમય, ધાર્મિક અને સામાજિક વિચારોનો અભ્યાસ કર્યો એથી તેમને જણાયું કે ધર્મ પ્રચારનો ખરો સમય આજ છે. તેમણે ધર્મના ખરા અર્થ ત્યાં રજુ કર્યા. તે લોકોએ એજ ખુબીઓનું વર્ણન કર્યું કે જે હું ઉપર જણાવી ચૂકયો છું. આ વર્ણનો પરિસ્થિતિને આવશ્યક દવારૂપ હતાં, તેથી તે લોકોનાં અંતરોમાં ઠસી ગયાં. એનું એ પરિણામ આવ્યું, કે થોડાંક વર્ષો પૂર્વે જે ઇસ્લામ તરફ તેમનો અભાવ હતો, તેમનાં અંતરોમાંથી તે મેલ દુર થઇ જતાં તેજ ઇસ્લામનું જ્યાં પણ વર્ણન થાય છે ત્યાં તેને માન અને ઇજ્જતની નજરથી જોવામાં આવે છે. ઇસ્લામના પ્રચારની આ સફળતા ટુંક સમયની છે. આ બનાવોથી ખુલ્લું થાય છે કે પશ્ચિમના લોકોનાં દીલ સચ્ચાઇને ગ્રહણ કરવા કેટલાં બધાં તૈયાર છે!

એક સત્ય ધર્મ પ્રચારક મુસ્લિમ પેઠે **મુસ્લિમ મિશન વોકિંગ ઈંગ્લસ્તાનના કારકુનો અન્યોની બુરાઇઓ જીભ**

પર લાવતાં દુર રહ્યા છે, પણ ખ્રિસ્તિ દેવળોના બેવકુફી-ભર્યાં શિક્ષણને તોડવામાં તે લોકોએ હંમેશાં હિમ્મત અને બહાદુરીથી કામ લીધું છે. હા, પણ જે કંઈ કહ્યું, તે અત્યંત સભ્ય અને માનનિય ઢબે કહ્યું. તેમણે ખુલ્લું કરી દીધું, કે હઝરત ઇસા (અ. સ.)નો ધર્મ દેવળો નથી, પણ ઇસ્લામ છે. મતલબ કે આટલા ટુંક સમયમાં ઇસ્લામના પ્રચારના તેમના શ્રમ અત્યંત સફળ નીવડયા અને એ સફળતાનું એક મોટું સાધન તે હતું, કે જે એ મિશન તરફથી ઇસ્લામી સાહિત્ય મફત યા કમ કીમતે બહાર પડયું આથી અમારે પણ એ વાતની જરૂર છે, કે અમે એવીજ ઢબે ઇસ્લામી સાહિત્યનો પ્રચાર પશ્ચિમમાં કરીએ અને મારા ધારવા પ્રમાણે તો આ દેશમાં પણ ઘણાખરા અંગ્રેજી જાણનારાજ આપને મળશે. મતલબ કે અમારે ઇસ્લામી કિતાબોના સિલસિલાની આવશ્યકતા છે કે જેની સંખ્યા પચાસ લગભગની છે. એ કિતાબોની કીમત એકેક શિલિંગ રાખવામાં આવે અને તેમાં ઇસ્લામની જુદી જુદી બાબતો પર વાદ વિવાદ કરવામાં આવે. એ કિતાબોમાં સુધારો, ઉન્નતિ, પ્રેમ અને છુટછાટ વગેરે પર સંપુર્ણ વર્ણન કરેલું હોય. પછી એ કિતાબો સિવાય એક નાની સરખી કિતાબની જરૂર છે, કે જેમાં આં હઝરત મોહંમદ મુસ્તુફા (સ. અ. વ.) ના જીવનચરિત્રમાંથી જુદી જુદી બાબતોની અસરકારક વાતોનો સમાવેશ હોય. હવે તે સમય પાસે છે કે જગત હઝ-રત મોહંમદ (સ. અ. વ.) ના સંબંધમાં પોતાના ઇલમમાં વધારો કરશે. જો અમે તે પવિત્ર જાતને ખરા સ્વરૂપમાં જગત આગળ રજુ કરીએ, તો મને તો જગતની એકપણ વ્યક્તિ એવી નથી જણાતી, કે જે મહોબ્બતમાં ભરપુર ન થઇ જાય. તે પવિત્રથી પવિત્ર મનુષ્ય આજે જાતજાતની ગેરસમજના પોશાકોમાં ઢંકાએલા

છે ! આપ ( સ. અ. વ. ) ની ઝિંદગી તો નિર્મળ અને ખામી વિનાની છે પણ નાલાયકોએ આપ (સ. અ. વ.) ને ખરાબ રંગમાં ચીતર્યા છે! હવે આપ, હઝરત મોહંમદ ( સ. અ, વ. ) ને ખરા સ્વરૂપમાં રજુ કરશો તો જગત ઇસ્લામનું તાબેદાર થઇ જશે. એજ હેતુ માટે અમે આછા રંગમાં મુસ્લિમ લિટરીરી ફંડ ઉભું કર્યું છે અને તેના પ્રમુખ થવાનું મને માન છે. અમે અત્યાર સુધી કેટલીક અંગ્રેજી કિતાબો લગભગ તેની લાગત કીંમત પર પ્રગટ કરી ચુકયા છીએ. જેમાંથી કેટલીકનાં નામ નીચે આપવામાં આવે છે.

(૧) ઇસ્લામ અને સત્ય ઇસાઇયતમાં મળતાપણું. (૨) મસીહતનું નવું વેચાણ (૩) ઇસ્લામ શું છે? (૪) અંબીયાઓ (અ.સ.) ના પવિત્ર ગુણો. (૫) અહાદીસે નબ્વી (સ. અ. વ.) (૬) ઇસ્લામ સંદેશ. સાલિસબરી અને લંડનના બિશપોના નામે ખુલ્લી ચીઠી. વગેરે વગેરે.

હું ખાતરીથી કહું છું, કે મઝકુર કિતાબો ઇસલામ માટે દીલોને આકર્ષવામાં અત્યંત લાભકારક નીવડી છે પણ અમારી કોશીશ અને અમારાં સાધનો ઘણાંજ મર્યાદિત છે અને તે સમુદ્રમાં એક ટીપા જેમ છે. અમારે એ કાર્ય માટે મદદગારોની આવશ્યકતા છે કે જેથી અમે ઇસલામી લિટરીચરને જગતના ખુણે ખુણે પહોંચાડી શકીએ. અમારે પશ્ચિમમાં અમારા સાહિત્યનો સમુદ્ર વહેવડાવો જોઇએ અને એનાં પરિણામો અમારી ધારણા પર વિશેષ આવશે અમારે લંડનમાં એક મસ્જિદની પણ જરૂર છે કે જે પશ્ચિમમાં ધાર્મિક બાબતોમાં ઇસ્લામની લાઇટનું કામ આપે.

મેં પશ્ચિમમાં તબ્લીગ કરવા બાબત જે કંઇ કહ્યું છે તે ઓછું વધું દરેક સ્થળે લાગુ પડી શકે છે. આપ યુરોપ, દક્ષિણ, પુર્વ અને

પશ્ચિમ આફ્રિકામાં પણ એજ તરીકાથી ઇસ્લામનો પ્રચાર અને તબ્લીગ કરી શકો છો. હું ગઇ સાલ મારા વહાલામાં વહાલા ભાઇ ખ્વાજા કમાલુદીન સાહેબની સાથે તબ્લીગની મુસાફરીમાં હતો હું કહી શકું છું કે અન્ય સ્થળોના મુકાબલામાં આફ્રિકાના યુરોપિયનોને ઇસ્લામ તરફ લાવવા માટે ત્યાં ઉત્તમ સંજોગો છે. એ લોકોમાંથી ઘણા ખરા તો ઇસ્લામથી તદન અંજાણ છે, તેમનાં દીલો ખ્રિસ્તી મિશનરીઓએ બીજા બે ખંડોમાં ફેલાવેલી જુઠી વાતોથી સાફ છે. હવે દક્ષિણ અને પુર્વ આફ્રિકાના અસલ વતની રહ્યા જો ત્યાં પણ પુરા શ્રમ સાથે તબ્લીગ કરવામાં આવે તો ઇસ્લામના પ્રચાર માટે એક વિશ્વાસ ભરી વાત છે.

હિંદુસ્તાનમાં તબ્લીગના સવાલ પર મારા કરતાં આપ વધુ સારો અડસટો કાઢી શકો છો. એમાં શક નથી કે ચાલુ સંજોગોમાં આપની સામે ઘણી અડચણો પડેલી છે, પણ આં હઝરત (સ.અ.વ.) ની સામે તો એથી પણ ઘણીજ વિશેષ મુશ્કેલીઓ હતી. આપ (સ. અ. વ. ) ની પવિત્ર ઝિંદગીથીજ અમારામાં પ્રાણ પેદા થવો જોઇએ અને એ બનાવમાં આપ (સ, અ, વ. ) ના ઉતમ સદગુણજ અમારા માર્ગ દર્શક બનવા જોઇએ. હા, હિમત, દ્રઢતા, હેતુની પવિત્રતા, ધૈર્ય નરમી, લાગણી અને સત્યબંધુભાવના અમારામાં હોય અને તેની સાથે જો સબર અને લગાતાર દોઆઓથી કામ લઇએ તો તમામ મુશ્કેલીઓ કુરઆનશરીફના ફરમાવ્યા પ્રમાણે આસાન થઇ જાય. આપણા વડવાઓની વડાઈ અને તેમની પ્રમાણિકતાનાં રાગ ગાવા ઠીક નથી. કાલની ફિકર કરો અને કયામતના દિવસપર ઇમાન રાખો, પોતાનાં કાર્યોથી પોતાના ધર્મનો પોકાર કરો, કેમકે ઝાડ પોતાના ફળથીજ ઓળખવામાં આવે છે. આપના શબ્દો કરતાં આપનાં કામો

અન્યોની જાણમાં અને સાંભળવામાં ઉંચે સાદે આવવાં જોઇએ. મતલબ કે આપના અંતરની પવિત્રતા સપ્રમાણીકતા નરમી અને એ સાથે ખુદાપાકની શ્રદ્ધા અને પરહેઝગારી અન્યો પાસેથી ઇસ્લામ માટે વખાણ અને ઇઝઝત પ્રાપ્ત કરે અને હું ખાસ કરીને તે લોકો પર ભરોસો રાખું છું. કે જેઓ ઇસ્લામની તબ્લીગ માટે અન્યોની સામે આવી ઉભા રહેવા માગે છે તેઓ પોતાને ઉપરની વાતોમાં રંગી લેશે.

આપ આ પણ યાદ રાખો કે એક સમજદાર માણુસ સહેલાઇથી અમારો સંદેશો સમજી લેશે. અમારે તબ્લીગે-ઇસ્લામમાં કોઇ પણ જાતની લાલચ આપવાની કે ફોસલાવવાની જરૂર નથી. હું ચુસ્ત અંગ્રેજ છું અને મને શ્રદ્ધા છે કે મારા અંતરમાં ઇસ્લામ વસેલું પણ મને તો ઇસ્લામના સ્વીકાર અર્થે કોઇ પણ જાતની લાલચ આપવામાં આવી નથી કે ફોસલાવવામાં આવ્યો નથી હા, મારા વ્હાલા બંધુ અને દોસ્ત જનાબ ખ્વાજા કમાલુદ્દીન સાહેબે જો કંઇ કર્યું તો તે એટલુંજ કે જ્યારે મેં મારી કેટલીક મુશ્કેલીઓ તેમની આગળ રજુ કરી, ત્યારે તેમણે તેનો ખુલાસો કરી આપ્યો અને મને સત્યનો શ્રદ્ધાળુ બનાવી દીધો. મેં પોતે પણ ધાર્મિક બાબતમાં કોઇના પર જાતી દબાણ કે અસરથી કામ લીધું નથી પણ હું વિશ્વાસ રાખું છું, કે જયારે પણ કોઇને વિચારવા જોગ સમય આવી પડશે; ત્યારે તે અવશ્ય ઇસ્લામને પસંદ કરશે કારણ કે ઇસ્લામનું શિક્ષણ અત્યંત પશ્ચિમનોકર્ષક અને ખુબસુરત છે અને ખોટી તરંગ-માન્યતાઓથી ખાલી છે.

કેટલાક ઇસ્લામી દેશો ઇસ્લામના પ્રચારથી બેદરકાર છે ! પણ આપ સાહેબોએ તો એ જરૂરને ઓળખી લીધી છે હવે આપ કુરઆની શિક્ષણ પર ગામઝન ( રસ્તે ચાલવું તે ) થાઓ ' અલ્લા-

હના રસ્તા તરફ અન્યોને અકલમંદી અને સમજથી બોલાવો. ' અને જેમ કુરઆને કરીમ ફરમાવે છે તેમ ' તેમને સારી ઢબે શિક્ષણ આપો અને વિવાદ વખતે ઉત્તમમાં ઉત્તમ અને સારામાં સારી રીત ગ્રહણ કરી ઇસ્લામનો સંદેશ સંભળાવો ' જો આ પ્રમાણે થાય તો મને ખાતરી છે કે એક ભારે કાર્ય આપથી પુર્ણ થશે.

હવે મારે કુરઆને કરીમની એકજ વાત આપની સામે રજુ કરવી છે ત્યાર પછી હું મારૂં ભાષણ પુર્ણ કરીશ હું કેટલીક આયતો પાક કિતાબમાંથી પઢું છું.

' યા અય્યોહલ લઝીના આમનત તકુલ્લાહે હત્તા તોકાતેહી વલા તમુતુન્ના ઇલ્લા વ અન્તુમ મુસલેમુન. વાઅતસેમુ બે હબલ્લિાહે જમીઅંવ વલા તફર્રકુ વઝકારૂ નેઅમતલ્લાહે અલયકુમ ઇઝ કુન્તુમ આઅદાઅંવ ફઅલ્ફા બયના કોલુબેકુમ બેનેઅમતી ઇખ્વાના વ કુન્તુમ અલા શફા હફરતિમ મેનન્નારે ફઅન્કઝકુમ મિન્હા કઝાલેકા યોબ-ય્યેનલ્લાહો લકુમ આયાતેહી લઅલ્લકુમ તહતદુન. વલેતકુમ મિન્કુમ ઉમ્મતન યદઉના એલલખયરે વ યાઅ મોરૂના બિલ માઅરૂફે વ યન-હવના અનિલ મુન્કર વ, ઓલાએકા હોમુલ મુફ્લેહુન ' (આલેઇમરાન)

આ પવિત્ર શબ્દોના ખુલાસાની વધુ જરૂર નથી પણ હું આપનું ધ્યાન તે બે કાર્યો તરફ દોરવા માગું છું કે જે ઉપર એ વાકયોમાં દબાણ આપવામાં આવ્યું છે. એ પેરેગ્રાફ પોતાના છેવટ પર બતાવે છે કે તમારી સફળતા અને બેહતરીનો આધાર અન્યોમાં ઇસ્લામનો પ્રચાર કરવા ઉપર છે અને પ્રથમ વાકયમાં અલ્લાહતઆલા પોતાની તે સુંદર વસ્તુનું વર્ણન કરે છે કે જેનું નામ ઉખુવ્વત ( ભાઇચારો ) છે, કે જે ખુદાતઆલાએ અમને અર્પણ કરી છે, મારી દોષયુકત સમજમાં એ પેરાનું તાત્પર્ય એ છે કે

જો કુરઆનની વ્યાખ્યામાં સફળતા એ ધર્મ–પ્રચારનું પરિણામ છે તો તે ફક્ત તેજ સ્થિતિમાં પ્રાપ્ત કરી શકાય છે કે જ્યારે અલ્લાહની રસ્સી એટલે કુરઆને કરીમ અમારા હસ્તોમાં હોય અને અમે ભાઇ-ચારાની સાંકળમાં મજબુતીથી જોડાએલા હોઇએ અને એ સંબંધ પર કોઇ પણ જાતના મતભેદની અસર ન જણાતી હોય. હું સાંભળતો આવ્યો છું કે ઇસ્લામમાં પણ કેટલાક ફિર્કા છે. જેમકે શીઆ સુન્ની વગેરે વગેરે; અને આજે પણ શીઆ સુન્ની સાહેબો એક બીજાની વિરૂદ્ધ ઉભેલા જણાય છે. મેં કુરઆનેકરીમને વાંચ્યું અને તે તમામ વાતોનો અભ્યાસ કર્યો, કે જેને માનવી દરેક મુસલમાન માટે અગત્યની છે. મેં એવી વાતો પણ સમજવાની કોશીશ કીધી, કે જે એક સુન્નીને શીઆથી અલગ પાડે છે. વળી મેં સુન્નીઓના જુદા જુદા ફિર્કાઓના અંદરો અંદરના મતભેદને પણ સમજવાનો યત્ન કર્યો પણ મારે કબુલ કરવું પડે છે, કે હું ચાલુ ફિર્કાવાર મતભેદોનાં કારણો સમજવાને લાચાર છું ! કદાચ એ એટલા માટે હોય કે હું ઇસ્લામમાં નવો દાખલ થએલો છું. પણ હું આ પ્રસંગે તે વાતો જાહેર કરવા માગું છું, કે જે મને આ માન્યતા પર લાચાર બનાવે છે, કે ઇસ્લામમાં ફિર્કા કે પક્ષાપક્ષીની જગા નથી. શું અમે સર્વે શીઆ, સુન્ની અગર અન્ય પક્ષો એકજ ખુદા અને એકજ રસુલ [ સ. અ. વ. ] પર ઇમાન રાખતા નથી ? તે રસુલ [સ. અ. વ.] કે જેમના આગમનથી પયગમ્બરીનો દરવાજો સદાને માટે બંધ થઇ ગયો. શું અમે એકજ કિતાબથી કે જે ખુદાપાકનો છેવટનો સંદેશો છે અને પયગમ્બર ( સ. અ. વ. )ના અનુકરણથી અમારી બુદ્ધિમય, નૈતિક અને શારીરિક બાબતોમાં માર્ગદર્શકનું કામ લેતા નથી ? શું અમે સર્વે અલ્લાહ અને તેના ફરિશ્તા, તેના પયગમ્બરો [ અ. સ. ] તેની કિતાબો, કયામતના દિવસ, તેના નેકી બદીના પાયાના શુમાર

અને મર્યું પછી ફરીથી જીવતા થવા પર ઇમાન રાખતા નથી ? શું અમે સર્વે નમાઝમાં એકજ દિશા તરફ મોઢા કરતા નથી ? શું અમે તે સર્વ વાતો નથી કરતા, કે ભરોસાપુર્વક હઝરત નબીયે કરીમ [ સ. અ. વ. ] તરફથી અમારા સુધી પહોંચી છે અને શું અમે સર્વે ઇસ્લામના પાંચ મુખ્ય સિદ્ધાંતોને સ્વીકારતા નથી ? જો આમ છે તો શું એ વાતોના પુર્ણ થવા પર અમારૂં ઇમાન પરિપુર્ણ નથી થતું ? જો એ તમામ વાતો પર અમારૂં સર્વનું ઇમાન સરખું છે તો પછી ભલે અમે કોઇપણ નામથી ઓળખાઇએ, પણ એમાં શક નથી કે અમે સર્વે મુસલમાન છીએ.

હું આ દુઃખોનાં કારણો સમજવાને પણ લાચાર છું, કે જે પક્ષાપક્ષીના ઝઘડાઓએ અમારા અંદર ઉત્પન્ન કરી દીધાં છે ! હું એ બાબતમાં ખાસ સ્પષ્ટ રીતે કહેવા ચાહું છું, કે જો તમે આવા પક્ષાપક્ષીના રંગમાં ઇસ્લામને યુરોપમાં અન્યો સામે ધરશો, તો ખાતરી ન રાખશો, કે એવા ઇસ્લામનો ત્યાં પ્રચાર થાય ? જે લોકો પક્ષાપક્ષીના રસ્તા પર ચાલ્યા જાય છે તે એક ભટકેલા માર્ગ પર પ્રયાણ કરી રહ્યા છે. ફિર્કાબંદીજ ઇસાઇ ધર્મમાં એક મહાન મુસીબત છે. તેમાં ઓછાવત્તા પાંચસો વિભાગો છે ! ત્યાં એ પક્ષાપક્ષીને એક ફિટકાર ગણવામાં આવે છે ! શું તમે ત્યાં એવી વાત રજુ કરશો, કે જેમાં એજ પક્ષાપક્ષીના ફિટકારની દુર્ગંધ આવતી હોય ?! હું આ સ્થળે મુસ્લિમ મિશન વોકીંગ ઇંગ્લસ્તાનના કાર્યકર્તાઓને ધન્યવાદ આપ્યા સિવાય રહી શકતો નથી, કે એ ઇસ્લામનું સદભાગ્ય હતું, કે ઇંગ્લાંડના એ પ્રથમના ધર્મપ્રવર્તકોનાં દિલ અને દિમાગ કંઇ એવાં સીધાં હતાં, કે તેમણે પોતાની તબ્લીગને એ ફિર્કાબંદીના મતભેદથી અલગજ રાખી. તેમણે પોતાના પ્રોગ્રામમાં એ નકામી

વસ્તુઓને લાવવાનું વાજબી ધાર્યું નહિ અને તેમણે પશ્ચિમમાં એક એવો ધર્મ રજુ કર્યો, કે જે એ ફિરકાબંદીના ઝઘડાથી પાક હતો ! જયારે ત્યાં ઇસ્લામ આવાં રંગમાં આગળ ધરવામાં આવ્યો, ત્યારે જે અંતરો પ્રથમથી પક્ષાપક્ષીના ઝગડામાં ગરક હતાં તે અંતરો માટે એ સંદેશ એક ભારે ખુશ ખબરી આપનાર થઇ પડયો એ ધર્મ પ્રચારકોએ એવું તો ન કહ્યું કે ઇસ્લામમાં પક્ષો નથી પણ હા તેમણે જરૂર પ્રસંગે વિસ્તારથી સમજાવ્યું કે ઇસ્લામમાં કેટલીક ઉપસિદ્ધાંત જેવી વાતોના મતભેદને લીધે નજીવા પક્ષો ઉત્પન્ન થયા છે.

હું હજ માટે મકકાશરીફ ગયો તો મેં ત્યાં ઇસ્લામી ભાઇચારા, પ્રેમ અને ઐકયનો એક ભારે દેખાવ જોયો પણ તેજ દેખાવ એક નાનામાં નાના પ્રમાણમાં વોકીંગ મસ્જિદમાં પણ ઇદના દિવસે જોવામાં આવે છે જયાં દરેક દેશ અને જાતના મુસલમાનો કે જે ઇગ્લાંડમાં આવેલા હોય છે, તે ભેગા થઇ એક આંતરિક સંપનો એવો નમુનો રજુ કરે છે, કે જે ખીસ્તી ધર્મમાં તો જોવામાં આવતો નથી ! ત્યાં શીઆ સુન્ની વગેરે પક્ષોના ભાઇઓ એકજ ઇમામની પાછળ ખભા સાથે ખભો મેળવી ઉભા થઇ જાય છે ? મેં તેમાં કોઇ પણ જાતની જુદાઇ કે મતભેદ નીહાળ્યો નથી. મારી અલ્પ મતિમાં તો ઇસ્લામમાં કોઇ પણ વાત પક્ષા પક્ષીની જોવામાં આવતી નથી !

પ્યારા ભાઇઓ ! બીજા લોકો આજે આપની તાઅલીમના પગલે પગલે ચાલી રહયા છે અને અઇકય પેદા કરવા પોતાના પક્ષા પક્ષી ઝઘડાઓને તિલાંજલી આપતા જાય છે જો કે ફિરકાવાર મતભેદ એ તો તેમના સિદ્ધાંતરૂપ અને ભંડોળરૂપ સ્વીકાર છે.

વહાલા બંધુઓ ! હવે આપને માટે પણ સમય આવી લાગ્યો છે કે આપ પણ હવે એવી વાતોને ત્યાગી દો, આપના મતભેદો તો પાયા રૂપ અને ભંડોળરૂપ નથી ! હવે સમય આવી ચુકયો છે કે અમે એક પ્રાણ બની ઇસ્લામને એવી રીતે રજુ કરીએ કે જેવી રીતે આકાએ નામદાર હઝરત મોહંમદ મુસ્તુફા (સ. અ. વસલમે)એ રજુ કર્યો. આજ કાલ દરેક બાબતમાં ઐકયતાની જરૂર છે અને હું સંપુર્ણ ભરોસો રાખું છું કે તબ્લીગે ઇસ્લામની મુખ્ય મજલિસ એ બાબતમાં આપની માર્ગદર્શક બનશે, જો દરેક મુસલમાન તેમની સાથે હોય અને તેની મદદ માટે ઉભો થાય તો સફળતા સમીપજ છે. અમે એક બીજાના મેળાપ સિવાય કંઇપણ કરી શકતા નથી અને એજ કાર્ય માટે હું આજે આપની સામે મારી સેવા રજુ કરૂં છું.

સમાપ્ત કરતાં પહેલાં હું તે મહેરબાનીના આમંત્રણ સંબંધે કે જે આપની પાસે મુસલમાન ભાઇઓએ મોકલ્યું છે, બે બોલ બોલવા માગું છું. તે ભાઇઓએ એવી ઇચ્છા દર્શાવી છે કે, હું તેમના શહેરોમાં જાઉં અને ત્યાં ઇસ્લામની તબ્લીગ માટે પણ કંઇ કામ કરૂં. આથી હું તે ભાઇઓનો ઉપકાર માનું છું અને જણાવું છું, કે તબ્લીગનું કાર્ય તો કૉન્ફરન્સના પ્રમુખ તરીકે મારી ફરજમાંજ સમાએલું છે. વળી હું તે ભાઇઓની જાતી ઓળખાણ કરી શકું તેનો એ સુંદર સંજોગ છે. હું ઇચ્છા ધરાવતો હતો, કે હું મારો થોડો સમય હિંદુસ્તાનમાં ગાળું અને વળી જો તે સમય ઇસ્લામ જેવા પવિત્ર કાર્યમાં વાપરી શકું, ત્યારે તો ખુદાપાકની બારગાહમાં એક મહાન પુણ્યનું કાર્ય થએલું સમજું છું અને સત્ય વાત પણ એજ છે, કે જે સમય ખુદાની ખિદમતમાં જાય તે નુકસાન નથી, પણ લાભ અને લાભજ છે. જો મારા જાતી વ્યવહારોએ ઇંગ્લાંડની

મારી ગેરહાજરીને વધુ સમય માટે રજા આપી તો તો હું અત્યંત ખુશી સાથે વધુ સમય અહીં થોભીશ હું આપના કાર્ય એટલે ઇસ્લામના પ્રચાર અર્થે જાન કુરબાન કરવા તઇયાર છું. જો કે એ વિષયમાં અત્યાર સુધી મારી બધી મહેનત પરિશ્રમમાંજ મર્યાદિત રહી છે પણ કોઇ કારણ એવું નથી કે હું મારા એ વર્તુળમાં પુર્વને પણ કેમ ન લઇ આવુ ! ભાઇઓએ લંડનની મસ્જિદ માટે પણ ઇશારો કર્યો છે, કે હું તે માટે પણ કઇ મહેનત કરૂં. એ મસ્જિદ તો એક ખરી જરૂરનું કાર્ય છે અને એનાથી અમારા પવિત્ર કાર્યને પણ ઘણું બળ મળશે. એનાથી ધર્મ પ્રચારના કાર્યને ઘણો આશ્રય મળશે. એ બાબતમાં આપની જેવી ઇચ્છા અને પ્રોગ્રામ હશે તે પ્રમાણે હું વર્તીશ. જે જગ્યા આપ પસંદ કરશો ત્યાં હું મુસ્લિમ કમાડો ખખડાવીશ અને આપણા ભાઇઓને એ ફરજ અદા કરવા જાગૃત કરીશ. એ કાર્ય મારી અલ્પ મતિ પ્રમાણે ઇસ્લામના પ્રચાર માટે પ્રભાવશાળી બાબત છે, પણ આ વાત યાદ રાખવી જોઇએ, કે બધી સફળતાનો આધાર એક બીજાની મદદ પર છે, અને આ વાત પર પણ છે, કે મુસલમાન ભાઇઓ આપના એ આમંત્રણ પર અંતરથી લબ્બેક કહે. આ વિષયમાં તેમણે એક અંગ્રેજી ગ્રંથકર્તાના વચન ભૂલવા ન જોઇએ અને ખરી રીતે તો તે ગ્રંથકર્તા તો કુરઆની સત્યતાજ આપને યાદ દેવડાવે છે, કે ' **ખુદા તેમનીજ મદદ કરે છે, કે જે પોતે પોતાની મદદ કરે છે.** '

સર્વ શક્તિમાન ખુદાપાકથી દુઆ છે, કે તે અમારી મદદ અને રક્ષણ કરે અને અમારા પ્રયત્નોને ફળદાયી બનાવે. આમીન સુમ્મા આમીન. યા રબ્બુલ આલમીન.

# ઉરદુ ઝબાન અને ગુજરાતી હરીફની થોડીક મઝહબી તથા બીજી કિતાબો.

## માત્ર ગુજરાતી જાણનાર દરેક ભાઇને ખાસ ઉપયોગી વાંચન.

રૂકનદ્દીન—આ લાજવાબ અને બેમિસ્લ કિતાબમાં ફિકેહના મસાઅલાઓ સવાલ જવાબના રૂપમાં લખવામાં આવેલા છે. ફતાવાએ આલમગીરી, શામી, કબીરી, ગાયતુલ અત્તાદ, શરહે વકાયા. દુરે મુખતાર, રાહતુલ કુલુબ, જવાહીરે ગયબી, ગુનીયતુત તાલેબીન વિગેરે કિતાબોના હવાલાથી બધા મસઅલા લખ્યા છે તેથી બધી મોટી કિતાબો જોવાની જરૂરજ રહેતી નથી. ઉરદુ ફારસીથી અંજાણ મુસલમાનો માત્ર ગુજરાતી જાણવાથી બધા મસઅલાઓ જાણી શકે છે. અને તેમને જરૂરી મસઅલાઓ માટે મોલવી સાહેબ પાસે જવાની જરૂર રહેતી નથી. લગભગ પોણા ચારસો પાના અને સોનેરી નામવાળી સુંદર બાંધણીની દળદાર કિતાબની કિમત દોઢ રૂપીઓ.

પંજસુરા—આ પંજસુરાની પહેલી આવૃતિ જોતજોતામાં ખલાસ થઇ જવાથી સુધારા વધારા સાથે બીજી આવૃતી પ્રથમની પેઠે કપડાની સુંદર બાંધણી અને સોનેરી નામ સાથે બહાર પાડવામાં આવી છે. એમાં કુરઆને મજીદની મશહુર સાત સુરાઓ ઉપરાંત દુઆએ નુર, દુઆએ ગંજુલ અર્શ, દરૂદે અકબર, દુઆએ કદહ, દુઆએ નુર દુઆએ સુરયાની, દુઆએ અહદનમા, કસીદા ગવસીયા, આયતુલ કુરસી, નાદે અલી, અલ્લાહના નવાણુ નામ, હઝરત રસુલે અકરમ સલ૦ના નવાણુ નામ, હઝરત ગંવસે પાકના નવાણુ નામ, દરૂદે લખી, હફત હયકલ વિગેરે દુઆઓ છે. હીનાઇ તથા સફેદ કાગળો ઉપર સોનેરી નામ સાથે પાકી બાંધણી કરવામાં આવીછે. જે જોઇયે તે મંગાવો હદીયો એક રૂપીઓ.

સુરએ કેહેફ—કુરઆને મજીદની આ પવિત્ર સુરા જુમાના દીવસે પઢવાનો ઘણો સવાબ છે. મોટા હરફોમાં છપાવી છે. હદીઓ ચાર આના

**સુરએ યાસીન શરીફ**—કુરઆને મજીદના દિલ રૂપે યાસીન શરીફના સુરા જુદી છપાવી છે. હદીયો બે આના.

**દુઆએ ગંજુલ અર્શ**—આ મશહુર વઝીફો બરકતોથી ભરપુર છે. હદીયો બેઆના.

**તરીકએ ફાતેહા**—અરબી ઉર્દુ નહીં જાણવાના સબબે ફક્ત ગુજરાતી જાણનાર મુસલમાનો પોતાના મરહુમ બેશીઓને ફાતેહાનો સવાબ પહોંચાડી શકતા ન હોતા તેમના માટે ગુજરાતીમાં ફાતેહાનો તરીકો છાપાવવમાં આવ્યો છે. હદીયો બે આના.

**અરકાને ઇસ્લામ**—ઇસ્લામના પાંચે અરકાનનું આ કીતાબમાં વર્ણન છે. નમાઝ શીખનારાઓ માટે ઉસ્તાદની ગરજ સારે છે. રોઝા, હજ, ઝકાત અને અકીકાના મસઅલાઓ તથા પાક સીપારાની સુરતો પણ છે. કફન દફન અને ગુસ્લની પણ પુરેપુરી કેફીયત છે. કીંમત ૭ આના.

**મવજે કવસર**—ચવધરી દિલ્લુરામ નામના એક પ્રખ્યાત અને આશકે રસુલ સલ૦ હિંદુ શાયરે હઝરત રસુલે અકરમ સલ૦ની શાનમાં લખેલી ના'ત શરીફો તથા જન્નતુલ બકીયાનો કસીદો અને સહાબાએ કિરામ તથા અહલે બયતે અતહાર રદી૦,ના મનકબતો લખેલા છે. દરેક મુસલમાન ભાઇએ એક હિંદુ ભાઇની મોહબ્બતે રસુલ સલ૦ની કદર કરવી જોઇએ. કીમત ચાર આના.

**હદીયતુલ મુસ્લમીન**—આ કીતાબ માત્ર ગુજરાતી જાણનાર મુસલમાનોમાં પ્રખ્યાત છે. પરંતુ અત્યાર સુધી છપાવવામાં આવેલી બધી કિતાબોમાં ભુલો છે. હાલમાં કિતાબ ભારે કાળજીથી છપાવવા માં આવી છે. જેમાં નમાઝ, રોઝા, વુઝુ, ગુસ્લ, વિગેરેના જરૂરી મસઅલાઓ તથા તેમની નીયતો તથા દુઆઓ, સુરાઓ વીગેરે દરજ કરવામાં આવી છે. કીમત ૭ આના.

**વઝાયફે કાદિરી**—આ કિતાબમાં એવા વઝીફા લખેલા છે કે જેના પઢવાથી તમામ મુશ્કેલો દુર થાય છે અને રોઝી રોઝગારમાં બરકત વધે છે. કીમત આઠ આના.

**દવલતે એઝવાલ**—આમાં એકસો એવા મસઅલા લખેલા છે કે જેના ઉપર અમલ કરવાથી મુફલીસી દુર થાય છે. કીમત આઠ આના.

**મુરશીદે કામીલ**—કામિલ અને ખુદા રસીદા મુરશિદની ઓળખાણ અને ખુદાની કુદરતના છુપા ભેદો જાણવા હોય તો આ પુસ્તક વાંચો. કીમત બાર આના.

**તઝકેરતુલ અંબીયા**- અલ્લાહના પયગમ્બરોના બયાન છે. મુસલમાનોને કિસ્સા કહાણીઓ કરતા આ કિતાબ વાંચવામાં દીન અને દુનીયામાં લાભો છે. કીમત દસ આના.

**તોહફેતુલ મુસ્તાક**—આમાં દુઆએ ગંજુલ અર્શ, દરૂદ શરીફ અકબર વીગેરે દુઆઓ છે. કીમત ચાર આના.

**રાહબરે ખિલવત**—આ કિતાબમાં નિકાહ, તલાક, મહેર, ઇદતના મસાયલ તથા સોહબતના આદાબ લખવામાં આવ્યા છે. કીમત છ આના

**હયાતે જાવેદાની**—હઝરત પીરાને પીર દસ્તગીરીની મુબારક જીંદગીનો એહવાલ છે. કરામતોનું બયાન છે. કીમત દસ આના.

**ગુલિસ્તાને ખ્વાજા**—હિંદ લવલી હઝરત ખાજા મુઇનુદીન ચીશ્તી અજમેરી સંજરી રહે૦ ની મુબારક જીંદગીનો એહવાલ અને કરામત અને કરામતો લખવામાં આવી છે. કીમત છ આના.

**અમીર હસન નિઝામી.**

પાંચપટી—**અમદાવાદ.**

## ખર્ચ.

રૂ. ૭૧।।। કાગળ

રૂ. ૫૨ છપામણી

રૂ. ૧૬।। વળામણી અને બંધામણી

---

રૂ. ૧૪૦)

આ ભાષણના ગુજરાતી અનુવાદ માટે ભાઇ આદમ સાલેહ અલી ભાઇ, ટાઇટલની છપામણી ન લેવા તથા છપામણીના ભાવમાં ખાસ ફાયદો કરી આપવા માટે મનહર પ્રેસવાલા શેઠ મોતીલાલ ગણુપતરામનો આભાર માનવામાં આવે છે.

આ ભાષણનો વધુ ફેલાવો થાય એટલા માટે જે ભાઇ એને મફત વ્હેંચવાની શરતે છપાવવા ચાહતા હોય તેમને રજા આપવામાં આવે છે.

દીન ઓફીસ અમદાવાદ સેવક.

તા, ૧૫-૪-૨૭ નિઝામુદીન કુરેશી.

# તમે 'દીન'ના ગ્રાહક થાઓ.

---

કારણ કે—

૧ 'દીન' ઉત્તમ ને યોગ્ય ધાર્મિક શિક્ષણ આપે છે.
૨ 'દીન' મુસલમાનોને લાભકારક બાબતોની નિડરતાથી ચર્ચા કરે છે.

૩ 'દીન' ઇસ્લામી દેશોની માહીતી પુરી પાડે છે.
૪ 'દીન' ભ્રાતૃભાવ વધારી કુસંપનો નાશ કરવા માટે પ્રયત્ન કરે છે.

૫ 'દીન' તબ્લીગે ઇસ્લામનું એક સરસ સાધન છે.
૬ 'દીન' બહોળા જથ્થામાં અને નિયમીત વખતે વાચનપૂરું પાડે છે.

૭ તેમ છતાં 'દીન'નું લવાજમ સસ્તું છે.

માટે— રૂ. ૪-૦-૦નો મનીઓર્ડર કરી તાકીદે 'દીન'ના ગ્રાહક થઈ દીનદાર બનો અથવા વી. પી. થી મંગાવો.

'દીન' ઓફીસ; અમદાવાદ.